# મહાભારત કથા

લેખક

નાનાભાઈ



શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર
ભાવનગર

સાદી બંધાઈ રૂ ૧-૦-૦ | ડિસેમ્બર ૧૯૪૨ | પાકી બંધાઈ રૂ ૧-૪-૦

# નિવેદન

મહાભારતના પાત્રોની માળાનુ આ છેલ્લુ પુસ્તક સમાજ પાસે મૂકીને એ માળાને આજે પૂરી કરુ છુ

હુ મહાભારતને જે રીતે સમજ્યો છુ તે રીતે ગુજરાતની ઊગતી પ્રજા પાસે એને મૂકવાનો મે પ્રયત્ન કર્યો છે મારો પોતાનો તો એવો ચોક્કસ મત છે કે આખા દુનિયાના સાહિત્યમાં મહાભારત એક અજોડ ગ્રંથ છે. મને કહેવાનો અધિકાર હોય તો હુ કહુ છુ કે મહાભારતનાં પાત્રો માત્ર આપણા દેશના જ પાત્રો નથી પણ એક રીતે વિશ્વપાત્રો છે અને એટલી વિશાળ માનવ દૃષ્ટિથી ભગવાન વ્યાસે તેમને આલેખ્યાં છે મારા પોતાનાં પુસ્તકોમા

હું આખી વિશાળતા ઉતારી શક્યો નથી. એ દોષ મારો પોતાનો છે, વ્યાસ ભગવાનનો નથી. ગુજરાત મારી આટલી ઉણપ નભાવી લેશે એવી મને આશા છે.

આ ટૂંકા પુસ્તકમાં વાચકને એક ઉણપ ખાસ લાગશે. શાંતિપર્વ અને અનુશાસનપર્વ જેવા અગત્યના પર્વોને મેં છેક જ ટૂંકાવી દીધા છે. કારણ કે એ પર્વોમાં હું વિસ્તારથી ઉતરવા જાઉં તો કથાના પ્રવાહનો મોટો રોધ થાય.

આ જીવનના અનેક નાના મોટા પ્રશ્નો પર આપણા ખાસ વૈશંપાયનોએ શા શા વિચારો કર્યા છે તે આપણાથી શી રીતે ભુલાય? ભીષ્મે બાણશય્યા પર સૂતાં સૂતાં પણ આર્યસંસ્કૃતિનો આ વારસો ધર્મરાજ યુધિષ્ઠિરને આપ્યો છે એમ મહાભારતકાર જણાવે છે. એટલે આ ભાગમાંથી અગાધ ગરવાઈ પરથી એવું એક પુસ્તક ગુજરાત પાસે ધરીને હું આ ઉણપ પૂરી કરવાની ઉમેદ રાખું છું.

ગુજરાતનાં નરનારીઓએ જે ઉમળકાથી મારા આ પ્રયાસને વધાવ્યો છે તે માટે હું સમગ્ર ગુજરાતનો આભારી છું. જે જે મહાશયોએ મને સાથ આપ્યો છે તેમનો પણ હું ઓછો આભારી નથી.

૧૨. ૧૧. ૩૨ નાનાભાઈ

# અનુક્રમણિકા



દ્વંદ્વયુદ્ધ જરાસંધનો વધ ૩ રાજસૂય યજ્ઞ અર્ઘ્યપ્રદાન. શ્રીકૃષ્ણ શ્રેષ્ઠ પુરુષ શિશુપાળનો વધ ૪ શકુનિ–દુર્યોધનની યુધિષ્ઠિરને જુગાર રમાડવાની મંત્રણા પાંડવોનું હસ્તિનાપુરમાં આવાગમન. સભામા જુગાર યુધિષ્ઠિર બધું હારીને દાસ બને છે રજસ્વલા દ્રૌપદીને દુઃશાસન સભામા ઘસડી આણે છે વિકર્ણનો વિરોધ ભીમસેનની પ્રતિજ્ઞા. દ્રૌપદી વસ્ત્રહરણ. ભીષ્મની લાચારી. ધૃતરાષ્ટ્ર સૌને છૂટા કરે છે દુર્યોધન ધૃતરાષ્ટ્રને સમજાવે છે ઇંદ્રપ્રસ્થ તરફ ઉપડેલા યુધિષ્ઠિર પાછા આવી ફરી વાર જુગાર રમે છે જુગારમા હારે છે પાંડવો બાર વરસ વનવાસ જવા ઉપડે છે



૧ હસ્તિનાપુરના પ્રજાજનોને પાંડવો તરફ પ્રેમભાવ. બ્રાહ્મણો વનમા સાથે જાય છે ૨ ધૃતરાષ્ટ્રનો વિદુર ઉપર આક્ષેપ. વિદુર પાંડવો પાસે જાય છે ધૃતરાષ્ટ્રનો મનસ્તાપ સંજય વિદુરને પાછા તેડી લાવે છે દુર્યોધનને ન ગમ્યું ૩ કામ્યક વનમા પાંડવો કિર્મીરવધ દ્રૌપદીનો શ્રીકૃષ્ણ પાસે વિલાપ શ્રીકૃષ્ણનું સાંત્વન પાંડવોનો માર્કંડેય, બકદાલ્ભ્ય વગેરે ઋષિમુનિઓ સાથે સમાગમ અર્જુને વિદ્યા મેળવવા પર્યટન કરવું એવો નિર્ણય ૪ અર્જુન અને શંકરનું યુદ્ધ પાશુપતાસ્ત્રની અર્જુનને પ્રાપ્તિ અર્જુન ઇંદ્ર પાસે. પાંચ વર્ષ ઇંદ્રલોકમા ૫ પાંડવો અને બૃહદશ્વમુનિનો મેળાપ પાંડવોનું તીર્થાટન. ઋષિમુનિઓ પાસેથી પુરાણો આખ્યાનોનું શ્રવણ. ભીમ અને નહુષ (અજગર) નો પ્રસંગ. ૬ અગિયાર વર્ષ પૂરાં. ગંધર્વો પાસેથી પાંડવો દુર્યોધન તથા અન્ય કૌરવોને છોડાવે છે અર્જુનનો મિત્ર ચિત્રસેન તેમને છોડે છે ૭ મુનિ દુર્વાસા દ્વારા દુર્યોધનનો પાંડવોને સતા

વ્યાસનું સાંત્વન, મરણોત્તર ક્રિયાની તૈયારી, ૨ ધૃતરાષ્ટ્રની આજ્ઞા લઈ અશ્વત્થામા વગેરે વિદાય થાય છે ૩ ધૃતરાષ્ટ્રને મળવા યુધિષ્ઠિર આવ્યા, ધૃતરાષ્ટ્રનો રોષ, શ્રીકૃષ્ણ શાંત કરે છે; ગાંધારી અને ભીમસેન, ગાંધારીનો વિલાપ, કુંતી અને દ્રૌપદીને પાંડવો મળે છે; ૪ કુરુક્ષેત્રમાં ગાંધારીનો વિલાપ ગાંધારી પુત્રશોકથી વિહ્વળ બને છે, શ્રીકૃષ્ણને શાપ; ૫ મૃતોને અગ્નિસંસ્કાર, સૂતપુત્ર કર્ણને કુંતી પાંડવોના ભાઈ તરીકે જલપ્રદાન કરાવે છે

ऊर्ध्वबाहुर्विरौम्येषनात्र कश्चित् शृणोति मे ।
धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते ॥

# ભૂમિકા

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥

શ્રી નારાયણને, નરોત્તમ એવા નર ભગવાનને તથા દેવી સરસ્વતીને નમસ્કાર કરીને પછી જય નામના ગ્રંથનો ઉચ્ચાર કરવો.

એક વખતે નૈમિષારણ્યમાં કુલપતિ શૌનકનો બાર વર્ષનો યજ્ઞ ચાલતો હતો. આ યજ્ઞમાં ઘણા તપસ્વી ઋષિમુનિઓ એકઠા થયા હતા. એક વાર શૌનકના આ યજ્ઞમાં લોમહર્ષણના પુત્ર ઉગ્રશ્રવા આવી ચડ્યા ઉગ્રશ્રવા

જન્મથી સૂત જાતિના હતા અને પુરાણોની કથાઓ વગેરેમા ખૂબ કુશળ હતા, એટલે લોકો તેને સૂતપુરાણી કહેતા. સૂતપુરાણીને આવતા જોઇને ઋષિમુનિઓ બધા આસન પરથી ઉભા થયા અને તેમનો સત્કાર કર્યો. સૂતપુરાણીએ વિવેકપૂર્વક આ સત્કાર સ્વીકાર્યો એટલે સૌ પોતપોતાને સ્થાને બેઠા. એવામા એક ઋષિએ પ્રશ્ન કર્યો "હે સૂતપુત્ર ઉગ્રશ્રવા! તમે આજે ક્યાથી આવો છો? તમે આજ સુધી ક્યા હતા?"

સૂતપુરાણી બોલ્યા. "મહાશયો! હુ પરિક્ષિત રાજાના સર્પયજ્ઞમા ગયો હતો અને ત્યાથી તીર્થોમા ફરતો ફરતો સમતપચકમાં થઇને અહીં તમારા સૌના દર્શને આવ્યો છુ"

એક મુનિએ તરત જ પૂછ્યુ "પાડવ કૌરવનુ યુદ્ધ થયુ હતુ એ સમતપચક? એને સમતપચક કેમ કહે છે?"

સૂતપુરાણીએ કહ્યુ "હા, એ જ ત્યા અઢાર અક્ષૌહિણી સેના એકઠી થઈ અને તેનો અત આવ્યો, તેમ જ ત્યા પાચ મોટા તળાવો છે એટલે તેનું નામ સમત-પચક પડ્યુ છે"

બીજા એક મુનિએ પૂછ્યુ "તમે જનમેજય રાજાની સભામા ગયા હતા ત્યા યજ્ઞકર્મોની વચ્ચના વખતમા બ્રાહ્મણો શુ કરતા હતા? ત્યા કાઇ કથા વાર્તાઓ ચાલતી હતી કે?"

સૂતપુરાણી બોલ્યા. "હા, હા ત્યા તો મહારાજ જનમેજયની ઇચ્છાથી વ્યાસ ભગવાને રચેલી ભારતની કથાઓ વૈશપાયન કહી સભળાવતા હતા. એ બધી કથાઓ સાભળ્યા પછી જ હુ ત્યાથી નીકળ્યો હતો."

તરત જ પેલા ઋષિએ કહ્યુ "તો તમે પોતે વ્યાસ ભગવાને રચેલી આ ભારત કથા અમને કહેવાની કૃપા કરો. અમે આ ભારત વિષે ઘણાને મ્હોએથી ઉડતી હકીકતો સાભળી છે તમે તો વ્યાસ ભગવાનના શિષ્ય વૈશપાયનને શ્રીમુખે જ એ કથા સાભળી આવ્યા છો, માટે અમને એ કથા વિસ્તારથી કહી સભળાવો. આવા આવા ઇતિહાસ પુરાણો જનસમાજને રીતસર કહી સભળાવવા એ તો તમારો ધંધો છે, અને એ ધંધામા તમે કુશળ છો માટે અમને એ કથા કહો. અમને તો વ્યાસ ભગવાને આ ઇતિહાસ ક્યારે રચ્યો અને ક્યારે ભણાવ્યો તેની જ ખબર નથી"

સૂતપુરાણીએ જણાવ્યું "ભલે તમારી સૌની ઇચ્છા છે તો હુ તમને એ વિષે બધુ જ કહીશ. સત્ય વતીના પુત્ર વેદવ્યાસે તપ અને બ્રહ્મચર્યના પ્રભાવથી આ ઇતિહાસ રચ્યો છે આ આખ્યાન પૂરું કર્યા પછી તેમને વિચાર થયો કે 'આ આખ્યાન હુ શિષ્યોને કેવી રીતે ભણાવીશ ?' વ્યાસ ભગવાન્ આ વિચારમા ને વિચારમા બેઠા હતા એટલામા બ્રહ્મા તેમની પાસે આવ્યા. વ્યાસે

બ્રહ્માને જણાવ્યું 'હે ભગવન્! મે એક કાવ્ય રચ્યું છે પણ આ કાવ્યનો લખનાર કોઈ મને મળતા નથી આપને કોઈ સ્મરણમા આવે છે?"

બ્રહ્માએ થોડી વાર વિચારીને કહ્યુ "હે સત્ય વતીના પુત્ર! જન્મથી જ તમારી વાણી સત્ય રૂપ છે હે મુનિ! તમારા આ કાવ્યને લખવા માટે તમે ગણેશનું સ્મરણ કરો."

બ્રહ્મા ગયા ત્યાર પછી વ્યાસે ગણેશનુ સ્મરણ કર્યું અને ગણેશ આવી પહોચ્યા. વ્યાસે ગણેશનુ રીતસર પૂજન કર્યું અને કહ્યુ "હે ગણપતિ! મે એક કાવ્યને રચ્યુ છે તેનો લખનાર મને કોઈ જડતો નથી તમે આ કાવ્યના લેખક થશો?"

ગણપતિએ જવાબ વાળ્યો "હુ તમે લખાવો તેમ લખુ તો ખરો, પણ મને સાધારણ લહિયો ન સમજતા કેટલાક જોડકણા કરનારા કવિઓ કાવ્યો રચે છે ત્યારે કેટલીયે નકામી ચાપચીપ કરે છે; એક લીટી લખે ત્યા થાકી ગયા હોય એવા ચાળા કરે છે; લખીને કેટલીયે વાર ચેકા કર્યા કરે છે; એક લીટી લખીને દસ દિવસ સૂઈ જાય છે, અને આવુ આવુ કેટલુય કરે છે આવા લોકોને લખવાનુ તો હોતુ જ નથી પણ ગલિયા તલિયા કરીને લખવુ પડે છે આવા કવિઓના લેખક થવું એમા હુ હીણપત સમજુ છુ મારે તો જેનો પ્રવાહ

અટકે નહિ એવા પ્રતિભાશાળી કવિના લેખકટ્ટિથવુ છે તમારો ગ્રંથ લખતાં મારી કલમ અટકે નહિ એવી રીતે લખાવવા તમે તૈયાર હો તો હુ તમારો લેખક થાઉં ”

ગણેશની આ વાત સાભળીને વ્યાસ રાજી થયા અને બોલ્યા “ તમારી વાત બરાબર છે તમે આવા ઉત્તમ લેખક છો તેનો લાભ હું પણ શા માટે ન લઉં ? ઉત્તમ લેખક એ કે જે સમજ્યા વિના એક આકડો ન પાડે એ કાંઈ લહિયો નથી કે અક્ષરો જ લખ્યે જાય. તમારે હું જે બોલુ તેનો અર્થ સમજીને જ બધુ લખવુ; સમજ્યા વિના એક અક્ષર પણ પાડવો નહિ.”

ગણેશ બોલ્યા. “ કબૂલ. ”

બનતુ એવુ કે વચ્ચે વચ્ચે વ્યાસ ભગવાન એવા અઘરા શ્લોકો ગોઠવી દે કે ગણેશને વિચાર કરવો જ પડે, અને દરમ્યાન વ્યાસ આગળના બીજા ઘણા શ્લોકો વિચારી લે

આ પ્રમાણે લખાએલો ગ્રંથ વ્યાસ ભગવાને પોતાના શિષ્ય વૈશપાયનને પણ ભણાવ્યો. અને પછી પોતે જનમેજય રાજાના યજ્ઞમા ગયા ત્યા વૈશપાયનને આજ્ઞા કરી કે ‘ તમે આ લોકોને ભારત કથા સભળાવો. ’ વ્યાસ ભગવાનની આજ્ઞા થતા યજ્ઞકર્મોની વચ્ચે વચ્ચે જ્યારે વખત ફાજલ રહેતો ત્યારે ધર્માત્મા વૈશપાયન મુનિ આ ભારત સભળાવતા તે હુ પણ તમને સભળાવુ

છું વ્યાસ ભગવાને તો જય નામનો ઇતિહાસ રચ્યો, આ ઇતિહાસમા ભરત રાજાના આખાય કુળની કથા આવે છે એટલે લોકોમા એ ભારત કહેવાયુ એક તરફ ચારે વેદો અને એક તરફ ભારત, એ બેની તુલના કરીએ તો ભારત વધી જાય, એટલે હવે લોકો એને મહાભારત કહી શકે છે મૂળ ભારત કથાના સો પર્વો છે સો પર્વોની આ કથા અઢાર અક્ષૌહિણી સેનાની કથા છે, સો પર્વોની આ કથા અઢાર દિવસના યુદ્ધની કથા છે સો પર્વોની આ કથાને હું અઢાર પર્વમા ગોઠવીને તમને સૌને સભળાવીશ ”

આ પ્રમાણે કહીને સૂતપુરાણીએ મહાભારતની કથા શરૂ કરી.

સૂતપુરાણી કહે છે —

# આદિપર્વ

## ૧

પૂર્વે હસ્તિનાપુરમા શાતનુ નામે રાજા રાજ્ય કરતા હતા. શાતનુ ગગાદેવીને પરણ્યા

ગગાશાતનુના લગ્ન થયા ત્યારે એવી ચોક્કસ સમજણ થઈ હતી કે શાતનુએ ગગાદેવી જે કાઈ કરે તેની આડે આવવુ નહિ, તેમ જ એ વિષે કશી પૂછ-પરછ પણ કરવી નહિ આ સમજણનો ભગ થાય તે દિવસે ગગાદેવી શાતનુને છોડીને ચાલ્યા જાય

ઉમના ફળ રૂપે ગંગાદેવીને એક પુત્ર અવતર્યો પુત્રને એક રેશમી રૂમાલમા વીંટી ગંગા નદીકાંઠે ગયા અને ત્યાં તેને જલસમાધિ કરાવી. શાંતનુને આ ખબર પડી ત્યારે તેમને દુ ખ થયુ, પણ તેમણે દેવીને એક અક્ષર સરખો કહ્યો નહિ ત્યાર પછી તો ગંગાને બીજો પુત્ર, ત્રીજો પુત્ર, એમ સાત પુત્રો થયા અને એ સાતેયની ઉપર નદીના પાણી ફરી વળ્યા હસ્તિનાપુરના ધણીએ આ બધુ મૂંગે મોઢે સહન કરી લીધુ

ગંગાને આઠમો પુત્ર અવતર્યો સાત સાત પુત્રોને દેવીએ જળમા પધરાવ્યા તેથી શાંતનુની ધીરજની હદ આવી રહી હતી. આઠમા પુત્રને પણ ગંગા તો રૂમા લમા વીંટી જલસમાધિ માટે લઈ ચાલ્યા અને જળમા મૂકવા જાય છે ત્યા પાછળથી અવાજ આવ્યો "ગ્રઝૂર !"

દેવીએ પાછા વળીને જોયુ ત્યા તો શાંતનુ મહારાજ ! ગંગાએ પીઠ ફેરવી, પોતાનો કછોટો છોડી નાખ્યો, પુત્રને લઈને પ્રવાહની બહાર આવ્યા અને મહારાજ તરફ હાથ લબાવતા બોલ્યાં "મહારાજ ! આ આપનો પુત્ર આના પર હવે આપનો અધિકાર છે આપણો લગ્નસબંધ આજથી પૂરો થાય છે "

ગંગાના આ શબ્દોએ શાંતનુના હૃદયને વીંધી નાખ્યુ પોતાનુ મૂગુ મોઢુ આજે છેવટ ઉઘડી પડ્યુ તેનો એમને પસ્તાવો થવા લાગ્યો. દેવીને વીનવતા

વીનવતા શાતનુ બોલ્યા "દેવી ! એક ભૂલ પણ માફ ન થાય ?"

પણ ગગા એકના બે ન થયા પર્વતરાજની પુત્રીની મક્કમતાથી તે બોલ્યા "આપણો સકેત પવિત્ર છે, એ સકેતને આપણે ન તોડીએ આપણા સકેતની પાછળ ઇશ્વરી ઇચ્છા છૂપાયલી છે આપની ઇચ્છા હશે તો આને ઉછેરીન હુ મોટો કરીશ. મારા હૈયામા યુગ-યુગાતરની સસ્કૃતિઓ વહે છે, આ પુત્ર મારા હૈયાના ધાવણ ધાવીને મોટો થશે"

આટલુ બોલીને ગગાદેવી પુત્રને લઈને અદૃશ્ય થયા મહારાજ શાતનુ એકાદ સ્વપ્નમાથી માણસ જાગી જાય અને સ્વપ્નને સભારતો રહે તેમ મૂઢની માફક જોઈ રહ્યા, અને હીન પગલે હસ્તિનાપુર તરફ વળ્યા

આ પુત્રનું નામ દેવવ્રત

## ૨

દેવવ્રત વિદ્યાભ્યાસ કરીને હસ્તિનાપુર આવ્યો અને મહારાજને પડખે રહીને રાજકાજનો અભ્યાસ કરવા લાગ્યો

મહારાજ શાતનુ એક વાર ફરતા ફરતા નદીકાઠે જઈ ચડ્યા, ત્યા તેમણે એક મચ્છીમારની કન્યાને દીઠી. કન્યા હતી તો મચ્છીમારની દીકરી, પણ રૂપમા અપ્સરાને પણ લજવે તેવી હતી. આજે તે ભરયૌવનમા હતી;

હાથમા હલેસુ લઇને સાગરને ખોળે દીચકતી હોય ત્યારે કોઈ જલદેવી વિહાર કરવા નીકળી હોય તેમ તે શોભતી હતી તેના દેહમાથી નીકળતી મીઠી ગધ આખાય કાઠા પર પ્રસરી રહેતી હતી.

ગગાદેવી ગયા પછી શાતનુનુ હૃદયતખ્ત ખાલી પડ્યુ હતુ ત્યા આ કન્યા આવી બેઠી મહારાજ શાતનુ ત્યાંથી હસ્તિનાપુર પાછા ગયા; હસ્તિનાપુરના મહેલમાં દાખલ થયા; મહેલના છત્રપલગ પર પડ્યા પડ્યા આળોટવા લાગ્યા, પણ આ મચ્છીમારની કન્યાને હૈયામાથી ભૂસી ન શકયા. એ કન્યાના વિચારથી જ એ પાગલ બની ગયા. બિચારા શાતનુ !

મહારાજ શાતનુએ કન્યાના બાપ પાસે માગુ મોકલ્યુ પણ એ મચ્છીમાર બડો પાકો હતો. માછલુ જાળમા આવે પછી તેનુ શુ કરવુ તે તેને હાથ બેસી ગયુ હતુ કન્યાનુ માગુ કરવા આવનાર માણસને મચ્છીમારે સભળાવ્યુ "હુ એવો ઘેલો નથી કે મહારાજને એમ ને એમ દીકરી આપુ રાજાઓ તો ભમરાઓની માફક આજ એક ફૂલ પર બેસે અને કાલે બીજા પર બેસે. એમનો શો ભરોસો ? વળી મહારાજને તો એક કુવર પણ છે, એટલે મારી દીકરી પેટ ભરીને દુખી થાય. મહારાજને કહેજો કે મારા ભાણેજને ગાદી મળે એવુ તમે વચન આપતા હો તો જ મારી દીકરીની આશા રાખજો."

મચ્છીમારનો આ જવાબ મહારાજને કાને પડ્યો એટલે મહારાજ વિહ્વળ બની ગયા તેમના દિલમા જુદા જુદા અનેક વિચારોનુ યુદ્ધ ચાલી રહ્યુ કન્યાનુ અનુપમ લાવણ્ય, પોતાનો પ્રેમ, હસ્તિનાપુરની ગાદી, ગગાપુત્ર દેવવ્રત, હસ્તિનાપુરની પ્રજાનો લોકમત, મચ્છીમારનાં હઠ અને જડતા. આ બધા એક પછી એક મહારાજ પાસે ખડા થયા અને બહુ જ મક્કમતાથી પોતપોતાનો દાવો રજુ કરવા લાગ્યાં કોઈ ભલો ન્યાયાધીશ જુદા જુદા અક્કલબાજ વકીલોની રજૂઆતથી ગભરાઈ જાય અને ચોક્કસ નિર્ણય પર આવવાને બદલે મૂઝાઇને જ મુર્છામા પડતો મૂકે તેવી મહારાજ શાતનુની દશા થઈ મહારાજ ન તો કન્યાને ભૂલી શકે, ન તો ગગાપુત્રનો હક્ક દૂર કરી કન્યાના બાપને વચન આપી શકે આ સ્થિતિમા મહારાજ દિવસે દિવસે ગળવા લાગ્યા, તેમની આખો ઉંડી જવા લાગી, તેમનો દેહ ફિક્કો પડવા લાગ્યો, તેમનુ મન ભ્રમિત જેવુ થઈ ગયુ

મહારાજની આ દશા જોઈને દેવવ્રતને ચિંતા પેઠી. મહારાજની આ દશાનુ કારણ શોધતા શોધતા આખરે તેમને સાચી હકીકત હાથ લાગી દેવવ્રત તો ગગાનો પુત્ર કોઈ પણ નવી પરિસ્થિતિ ઉભી થાય કે તરત જ તેનો નિર્ણય કરી લેવો એવી તાલીમ કુમારને મળી

હતી. મહારાજને મચ્છીમારની કન્યા મળવામાં પોતે જ આડખીલ છે એમ તરત જ તેમને સમજાઈ ગયું; અને એ સમજણની સાથે જ આ પ્રસંગે પોતાનો ધર્મ શો છે તેનો પણ તેમણે નિરધાર કરી લીધો. કુમાર જાતે નદીકાંઠે ગયા; મચ્છીમારને મળ્યા, તેની પાસેથી કન્યાની ઘણી હકીકત જાણી, અને છેવટે પોતાના પિતા તરફથી કન્યાનું માગું કર્યું

કુમારની માગણીનો જવાબ વાળતા મચ્છીમાર બોલ્યો "કુમાર! તમે માગ વિચારોને જાણો છો હું એક જ શરતે મહારાજને મારી કન્યા આપી શકું"

"એ શરત હું જાણું છું" દેવવ્રત બોલ્યા.

"એ શરતથી આપને થોડું નુકસાન છે" મચ્છીમાર બોલ્યો.

"મારે બદલે તારો ભાણેજ ગાદીનો વારસ થાય એ જ શરત છે ના?" દેવવ્રતે પૂછ્યું

"હા, એ જ"

"તો મારે ગાદી પરથી મારો હક્ક ઉઠાવી લેવો એમ જ કે?" દેવવ્રતે ખુલાસો માગ્યો.

"એ હું નથી કહેતો." મચ્છીમાર બોલ્યો. "તમે એ ગાદી સુખેથી ભોગવો. અમ રાક લોકોને એ ન હોય."

"તું નથી કહેતો પણ હું કહું છું" કુમાર બોલ્યા. "ભાઈ! તારી પુત્રીને મેળવવા માટે આજે મહા-

રાજ પીડાઈ રહ્યા છે મારા પિતાને આ પીડામાથી મુક્ત કરવા એ મારો ધર્મ મને લાગે છે, એટલે તો અહી આવ્યો છુ ભાઇ! આ પતિતપાવન ગગામૈયાને કાંઠે ઉભો રહીને હુ પ્રતિજ્ઞા કરુ છુ કે આ દેવવ્રત હસ્તિનાપુરની ગાદીનો વારસ નથી પણ તારો ભાણેજ ગાદીનો વારસ થશે. બસ? હવે તારી કન્યા મહારાજને આપ એટલે મહારાજને શાતિ થાય. ”

પણ મચ્છીમાર હસતો હસતો બોલ્યો. “ કુમાર! આટલુ જ બસ નથી ”

દેવવ્રતે આશ્ચર્યથી પૂછ્યુ “ આટલુ બસ નથી? ”

“ ના ” મચ્છીમારે કહ્યુ “ આપની પ્રતિજ્ઞા બરાબર છે પણ આપની પાછળ આપના પુત્રો ગાદી માટે લડાઈ ન કરે એની શી ખાત્રી? ”

મચ્છીમારના શબ્દો કુમારને વધારે ઉંડા પાણીમાં ઘસડી ગયા. એક ક્ષણમા દેવવ્રતની પાસે જીવન આખાના પ્રશ્નો ખડા થયા, અને દેવવ્રતે પણ એટલી જ ઝડપથી તેમનો તાગ લઈ લીધો. કુમારે સ્વસ્થ થઇને જણાવ્યું “ મચ્છીમાર! હરકત નથી હુ દેવવ્રત વધારામા પ્રતિજ્ઞા કરુ છુ કે હુ પોતે પ્રજાને ઉત્પન્ન જ કરીશ નહિ, અને એટલા માટે લગ્નજીવનમા કદી પડીશ નહિ હવે આ બસ છે? ”

કન્યાનો બાપ તો કુમારના આ શબ્દો સાભળીને

સ્તબ્ધ થઈ ગયો! કન્યા પણ આ સાંભળીને દંગ થઈ ગઈ. દૂર દૂરથી કેમ જાણે અવાજ આવ્યો "આ તો ભીષ્મ!"

તે દિવસથી કુમાર દેવવ્રતનું નામ ભીષ્મ પડ્યું.

૩

ભીષ્મ પોતાના નવા માતાને લઈને ઘેર આવ્યા. મચ્છીમારને ઘેર એમનું નામ મત્સ્યગંધા હતું તે બદલીને સત્યવતી રાખવામાં આવ્યું.

સત્યવતીને બે પુત્રો થયા. ચિત્રાંગદ ને વિચિત્રવીર્ય. ચિત્રાંગદ ગંધર્વોની સામે લડતા મૃત્યુ પામ્યો. એટલે વિચિત્રવીર્ય ગાદીએ આવ્યો. વિચિત્રવીર્ય ભરજુવાન થયો એટલે ભીષ્મ તેને પરણાવવાનો વિચાર કરવા લાગ્યા. આ વખતે જ કાશીરાજની ત્રણ પુત્રીઓનો સ્વયંવર કરવાની વાતો ચાલતી હતી. ભીષ્મ પોતે સ્વયંવરમાં ગયા પણ સ્વયંવરમાં ભંગાણ પાડી ત્રણે કન્યાઓનું હરણ કરી લાવ્યા. આ ત્રણ કન્યાઓમાંની મોટી અંબાએ ભીષ્મને જણાવ્યું "ભીષ્મ! મને મારા પિતા ધર્મથી શાલ્વ રાજાને આપી ચૂક્યા છે. મારું મન પણ એને જ વર્યું છે માટે મને મુક્ત કરો." અંબાની આ વાત સાંભળીને ભીષ્મે અંબાને છૂટી કરી અને અંબિકા તથા અંબાલિકાના પોતાના ભાઈ વિચિત્રવીર્યની

સાથે લગ્ન કર્યાં અંબા હસ્તિનાપુરથી શાલ્વ પાસે ગઈ પણ શાલ્વે તેને સંઘરી નહિ કહ્યું “ તુ ભીષ્મના ઘરમા જઈ આવી છો એટલે તુ મારે અગ્રાહ્ય છો ”

શાલ્વે આ પ્રમાણે તરછોડેલી અંબા ફરીથી ભીષ્મ પાસે આવી પણ ભીષ્મે તેને સ્વીકારવાની ના પાડી, એટલે તે પરશુરામના આશ્રમમા ગઈ પરશુરામને અંબાની હકીકત સાભળીને દયા આવી, અને એક શિષ્ય સાથે તેમણે ભીષ્મને સદેશો કહાવ્યો “ ભીષ્મ! તારા ગુરુ તરીકે તને આજ્ઞા કરૂ છુ કે તુ આ અંબાને તારા ભાઈ સાથે પરણાવ ”

પણ ભીષ્મ અડગ રહ્યા. પરશુરામની આજ્ઞા અયોગ્ય લાગી એટલે તેમણે તે ન માની આથી પરશુરામને ક્રોધ ચડ્યો અને તે ભીષ્મની સામે લડવા આવ્યા ભીષ્મ —પરશુરામના આ યુદ્ધમા ભીષ્મ જ છેવટે વિજય પામ્યા અને પરશુરામ અંબાને લઈને તપોવનમા ચાલ્યા ગયા.

લગ્ન પછી થોડે વખતે વિચિત્રવીર્ય મૃત્યુ પામ્યો વિચિત્રવીર્યને સતાન ન હતું એટલે માતા સત્યવતીને ભારે મૂઝવણ આવી પડી મહારાજ શાતનુનો વશ કોઈ પણ રીતે ચાલુ રહે એજ એમની ઝખના હતી ભીષ્મ પોતે અંબિકા તથા અંબાલિકા સાથે નિયોગ કરીને પુત્રોને ઉત્પન્ન કરે એવી તેમની માગણી ભીષ્મ શી રીતે સ્વીકારી શકે? ભીષ્મને તેમની પ્રતિજ્ઞામાથી જરા જેટલા પણ

ખનેડવા એ આકાશ પાતાળ એક કરવા જેવું હતું સત્યવતીએ ભીષ્મને ઘણું ઘણું સમજાવ્યા પણ ભીષ્મ તો ભીષ્મ! છેવટે માતા સત્યવતીએ ભીષ્મને જણાવ્યું "ભીષ્મ! તમને મે મારા ગણ્યા છે મહારાજ શાંતનુ સ્વર્ગે સિધાવ્યા ત્યારે અમને સૌને તમને સોંપતા ગયા છે તમારા પર મારો સંપૂર્ણ વિશ્વાસ છે એટલે તો કહું છું હું નાની હતી અને ગંગામૈયા પર હોડી હંકારતી હતી ત્યારે એક વાર પરાશર મુનિ મારી હોડીમા બેઠા હતા. પરાશર મને જોઇને મોહિત થયા અને તેમનાથી મારે એક પુત્ર થયો. આ પુત્રને તમે નામથી તો ઓળખો છો. આ પુત્ર તે વેદવ્યાસ."

"અહોભાગ્ય તમારા!" ભીષ્મથી બોલી જવાયું

"આ પુત્ર," સત્યવતીએ ચલાવ્યું "મને છોડીને ગયો ત્યારે કહેતો ગયો છે કે માતાજી! મારી જરૂર પડતા સ્મરણ કરશો તો હું આવામા હાજર થઇશ. તમે કહો તો આ વ્યાસને બોલાવીને બન્ને વહુઓ પુત્રવતી થાય એમ કરૂં આપણો તો આ કુલધર્મ છે મહારાજનો વેલો ચાલુ રહે એટલી જ મારી તો ઇચ્છા છે"

ભીષ્મે સત્યવતીના આ વિચારને અનુમતિ આપી એટલે સત્યવતીએ વ્યાસનુ સ્મરણ કરીને તમને બોલાવ્યા. વ્યાસમુનિથી અંબિકાને ધૃતરાષ્ટ્ર, અંબાલિકાને પાંડુ, અને ત્રાજી એક દાસીને વિદુર એમ ત્રણ પુત્રો થયા

૪

ધૃતરાષ્ટ્ર સૌથી મોટા હતા પણ જન્મથી જ આધળા હતા એટલે ગાદી પાડુને મળી. પાડુ જન્મથી જ ફિક્કા હતા અને મોટે ભાગે હિમાલયના જગલોની ખુલ્લી હવામા રહેતા હતા.

ધૃતરાષ્ટ્રના લગ્ન ગાધાર દેશના રાજા સુબલની પુત્રી સાથે થયા પોતાના પતિ આખે દેખતા નથી એમ ગાધારીએ જાણ્યું ત્યારથી તેણે પોતાની આખે પણ પાટા બાંધ્યા અને આખનું સુખ તજ્યું

પાડુને બે સ્ત્રીઓ હતી. વસુદેવની બેન કુતી અને મદ્રદેશના રાજા શલ્યની બેન માદ્રી કુતી અને માદ્રી પાડુરાજાની સાથે હિમાલયના જગલોમા જ રહેતી.

પાડુને પ્રજા ન હતી. એટલે પાડુની રજાથી કુતીએ ત્રણ પુત્રોને ઉત્પન્ન કર્યા ધર્મરાજાથી યુધિષ્ઠિર, વાયુથી ભીમસેન અને ઇદ્રથી અર્જુન. માદ્રીએ પણ એ જ રીતે અશ્વિનીકુમારોથી નકુળ સહદેવને ઉત્પન્ન કર્યા ગાધારીને વ્યાસ ભગવાનના આશીર્વાદથી સો પુત્રો અને એક પુત્રી થયા. કહે છે કે ધૃતરાષ્ટ્રનો મોટો પુત્ર દુર્યોધન અવતર્યો ત્યારે ચારે દિશાએ ગધેડા ભૂકવા લાગ્યા, આકાશમાથી સળગતા અગાર વર્ષવા લાગ્યા, ઘુવડો બોલવા લાગ્યા અને ભયકર અવાજો થવા લાગ્યા. હસ્તિનાપુરના જોશીઓએ તો ભવિષ્ય ભાખ્યુ કે આ દુર્યોધન આખા કૌરવકુળનો

નાશ કરશે, ગાધારી, વિદુર વગેરે આપ્તજનોએ દુર્યોધનનો ત્યાગ કરી કુળને બચાવવાની ઘણી હિમાયત કરી પણ ધૃતરાષ્ટ્ર તેમ કરી શક્યા નહિ

પાડુ પોતાની બન્ને સ્ત્રીઓ તથા પુત્રો સાથે વનમા રહેતા હતા ત્યા એક વાર માદ્રીને જોઈને તેમના ચિત્તમા ક્ષોભ થયો, અને એ ક્ષોભને પરિણામે એ મૃત્યુ પામ્યા મહારાજ પાડુના આ અકસ્માત મૃત્યુથી તપોવનમા હાહાકાર થઈ રહ્યો; પાડુની બન્ને રાણીઓ હૈયાફાટ કલ્પાંત કરવા લાગી; પાડુના પુત્રો રડવા લાગ્યા, ઋષિમુનિઓએ આવીને શાત કર્યાં, કુતીમાદ્રીને ધીરજ આપી, અને પાડુના અગ્નિસસ્કારની તૈયારી કરી. માદ્રીએ પોતાના નકુળ સહદેવ કુતીને સોપ્યા, કુતીને એક અતિમ પ્રણામ કર્યા અને મહારાજને ખોળામા લઈને ચિતા પર ચઢી

આશ્રમના ઋષિમુનિઓએ કુતીને તથા પાડવોને આશ્વાસન આપ્યું અને તેમને સર્વને સાથે લઈને હસ્તિનાપુર જવા નીકળ્યા. હસ્તિનાપુરમા આવીને આ ઋષિમુનિઓએ પાડુપુત્રોને ભીષ્મના ખોળામા મૂક્યા અને બોલ્યા. "આ પાડુના પુત્રો છે, પાડુ મહારાજ દૈવયોગે મૃત્યુ પામ્યા છે આ એમના પુત્રો છે" એટલુ કહી આ તપસ્વીઓ ચાલ્યા ગયા. હસ્તિનાપુરની સમગ્ર પ્રજામાથી કોઈ કોઈએ ઉચ્ચાર કર્યો "આ પાડુના પુત્રો ન હોય" પણ વડીલો અને મોટા ભાગની પ્રજાએ "આ પાંડુના જ

પુત્રો છે ” એમ કહીને તેમને સ્વીકાર્યા અને હસ્તિનાપુરના રાજમહેલમા તેમને સ્થાન આપ્યુ

ત્યાર પછી તો ભીષ્મે, ધૃતરાષ્ટ્રે, આખાય રાજકુટુબે પાડુની ઉતરક્રિયા કરી. ધૃતરાષ્ટ્રે ઘણા લાબા વખત સુધી પોતાના ભાઈના મૃત્યુનો શોક પાળ્યો

## ૫

ભીષ્મની છાયામા પાચ પાંડવો અને સો કૌરવો દિવસે દિવસે મોટા થવા લાગ્યા. આ પાડવકૌરવો એક જ વશના હતા, નિરતર સાથે રહેતા, ખાતા પીતા અને હરતા ફરતા છતાયે તેમની અદર કુસપ જાગ્યો. કૌરવો પાડવો સાથે અમુક જ રીતે વર્તતા અને અદરથી તેમનો દ્વેષ કરતા. તેમાંય ખાસ કરીને ભીમસેન અને દુર્યોધન એ બેને તો જન્મજન્માંતરના વેર અધૂરા રહ્યા હોય એમ જ જણાતુ હતુ જ્યારે જ્યારે આ બધા ભાઈઓ નદી કાંઠે રમવા જતા ત્યારે ભીમસેન કૌરવોને શારીરિક ત્રાસ આપવામા એક જાતનો આનદ લેતો, અને તેમ કરીને દુર્બળ કૌરવોના મનમા ઇર્ષ્યા ઉભી કરતો. કૌરવોમાં સૌથી મોટો દુર્યોધન, બધા કૌરવ ભાઈઓના માનાપમાન એ દુર્યોધનના માનાપમાન. પાડવો નાની-મોટી ઘણી બાબતોમા પોતાથી ચઢિયાતા છે એ જોઈને જ દુર્યોધનની આખમા ઝેર આવ્યુ એક વાર બધા રાજકુમારો નદીકાંઠે રમવા ગયા, રમતને અગે સૌને

લાડુ ખાવાની ગોઠવણ હતી; દુર્યોધને થોડા ઘણા લાડુ એમા ખાસ કરીને ઝેર ભેળવ્યુ અને પછી ભીમસેનને ખૂબ આગ્રહ કરી કરીને એ લાડુઓ જ ખવરાવ્યા. લાડુ ખાઈને ભીમસેન સૂતો ત્યા તેને ઝેર ચડયુ, એટલે કૌરવોએ તેને નદીમા હડસેલી દીધો

ચાર પાડવોને આ કશી ખબર રહી નહિ. બધા જ્યારે ઘેર ગયા ત્યારે કુતીએ તપાસ કરી "ભાઈ અર્જુન! મારો ભીમ કયા છે?" પછી તો કુતી, યુધિષ્ઠિર વગેરે ચારે તરફ તપાસ કરવા લાગ્યા એટલામા ભીમસેન હાથ લાગ્યો. ભીમસેન નદીમા પડ્યો ત્યાં નાગલોકોએ તેનુ ઝેર ઉતારી લીધુ હતુ એટલે તે ઘેર આવ્યો, અને પોતાને ઝેર દીધાની બધી હકીકત માતા તથા ભાઈઓને કહી સભળાવી.

આ બનાવ પછી પાડવકૌરવોનુ વેર વધારે ઉંડુ થયુ અને બન્ને પક્ષો વધારે જાગ્રત થયા.

૬

હવે પાડવકૌરવો મોટા થતા ગયા એટલે તેમની કેળવણીનો પ્રશ્ન ભીષ્મ પિતામહને મૂઝવવા લાગ્યો. પહેલા તો ભીષ્મે કૃપને કુમારોના આચાર્ય સ્થાપ્યા અને કૃપાચાર્યે તેમને અનેક પ્રકારની વિદ્યા શીખવવા માડી એટલામા દ્રોણ હસ્તિનાપુર આવ્યા.

દ્રોણુ ભરદ્વાજ મુનિના પુત્ર અને અગ્નિવેશ મુનિના શિષ્ય અગ્નિવેશના આશ્રમમા દ્રોણુ વિદ્યાભ્યાસ કરતા હતા ત્યારે પૃષત્ રાજાનો પુત્ર દ્રુપદ પણુ ત્યા જ કુલવાસી હતો. દ્રોણુ અને દ્રુપદ બન્ને ગાઢ મિત્રો હતા ગુરુકુલવાસ દરમ્યાન બન્ને મિત્રોએ ભાવિનાં અનેક સ્વપ્નો સેવ્યા હતા આગળ જતા દ્રુપદ પાચાળની ગાદી પર આવ્યો અને દ્રોણુ ગરીબ બ્રાહ્મણુ જ રહ્યો.

દ્રોણુ શરદ્વાન મુનિની પુત્રી કૃપીને પરણ્યા આ કૃપી તે કૃપાચાર્યની બેન. કૃપીથી દ્રોણુને અશ્વત્થામા નામનો એક પુત્ર થયો દ્રોણુ એટલા બધા ગરીબ હતા કે ઘરમા અશ્વત્થામા માટે દૂધના પણુ સાસા હતા. આવી ગરીબાઈથી કૃપી ઘણી વાર ઉકળી ઉઠતી, અને દ્રોણુને મેણા પણુ મારતી એક વાર અશ્વત્થામા દૂધને માટે રીસાયો એટલે દ્રોણે નિશ્ચય કર્યો "લાવ ને મારા મિત્ર દ્રુપદને મળીને એક ગાય માગુ, એટલે બધી પચાત ટળી જાય!"

દ્રોણુ દ્રુપદના નગરમા ગયા અને રાજમહેલને દરવાજે જઈને દ્રુપદને પોતાના આવ્યાના સમાચાર મોકલ્યા. પણુ મહારાજ દ્રુપદ આજે અગ્નિવેશના આશ્રમના દ્રુપદ રહ્યા ન હતા દ્રુપદે મૈત્રીનો દાવો કરતા દ્રોણુને ચોખ્ખુ સભળાવી દીધુ "રાજાઓની ગરીબ બ્રાહ્મણો સાથે મૈત્રી સભવે નહિ." દ્રુપદના આવા અભિમાનવાળા

વાક્યો સાભળીને દ્રોણના રૂવાડા ઉભા થયા. તેમના મનમા ઝનૂન આવ્યુ, પણ છતાં શાંતિથી બોલ્યા. "દ્રુપદ! પૃષત રાજના પુત્ર દ્રુપદ! આપણે અગ્નિવેશ મુનિના આશ્રમમા અન્તેવાસી હતા એ દિવસો યાદ આવે છે? નદીને કાંઠે બેઠા બેઠા આપણે કેટલીય રાતો વીતાવી હતી એ યાદ આવે છે?"

પણ દ્રુપદ મક્કમ હતો તેણે તો દ્રોણને મિત્ર તરીકે સ્વીકારવાની હરગીજ ના પાડી. એટલે દ્રોણ ક્રોધાયમાન થઈ ત્યાથી ચાલી નીકળ્યા અને "ઝરીબાઇને ફગાવીને એકવાર તો દ્રુપદને ઠેકાણે લાવુ તો હુ દ્રોણ ખરો!" એવો નિરધાર કરીને હસ્તિનાપુર તરફ વળ્યા.

હસ્તિનાપુરના દરવાજામા પગ મૂકે છે ત્યાં પાંડવ કૌરવોને એક કુવા પાસે ઉભેલા તેમણે જોયા કુમારોનો દડો કુવામા પડી ગયો હતો અને નીકળતો ન હતો એટલે સૌ કાંઠે ઉભા ઉભા વિચાર કરતા હતા. એટલામા દ્રોણ ત્યા આવી પહોંચ્યા. કુમારોને અદર અદર વાત કરતા સાભળીને દ્રોણ બોલ્યા. "કુમારો! બહાર ઉભા ઉભા કુવામાંથી દડો ખેચી લેવાની વિદ્યા તમને નથી આવડતી? જુઓ, તમે ઉભા રહો અને હુ દડાને બહાર લાવુ છુ!" આ પ્રમાણે કહીને દ્રોણે પોતાની અસ્ત્રવિદ્યાથી દડાને કુવાની બહાર કાઢી આપ્યો. દ્રોણનો આ પ્રભાવ જોઇને કુમારો ચકિત થઈ ગયા;

તેઓ દ્રોણને રાજમહેલમા લઈ ગયા. ત્યા જઇને ભીષ્મ પિતામહને તેમણે બધી હકીકત કહી સભળાવી અને ભીષ્મે દ્રોણને કુમારોના આચાર્ય સ્થાપ્યા ત્યારથી ગરીબ દ્રોણ હસ્તિનાપુરના રાજકુમારોના આચાર્ય બન્યા.

૭

ભીષ્મે દ્રોણાચાર્યને રહેવા માટે એક સ્વચ્છ લીંપ્યુ ગુંપ્યુ મકાન આપ્યુ અને કુમારોની શાળા માટે તમામ યોગ્ય વ્યવસ્થા કરી આપી. દ્રોણાચાર્યની પાસે આ કૌરવ-કુમારો ઉપરાત બીજા રાજકુમારો પણ આવ્યા અને સારથિ અધિરથનો પુત્ર કર્ણ પણ તેમની પાસે વિદ્યાભ્યાસ માટે આવવા લાગ્યો

આ બધાય કુમારોમા અર્જુનનો વિદ્યા માટેનો શોખ અજબ હતો. તે પોતે ગુરુની સેવામા ઉત્સાહથી ભાગ લેતો અને એકનિષ્ઠાથી વિદ્યાને ગ્રહણ કરતો ગુરુ દ્રોણે બધા કુમારોને પાણી લાવવા માટે સાકડા મોઢાવાળા કમડલુઓ આપ્યા હતા, પણ પોતાના પુત્ર અશ્વત્થામાને પહોળા મોઢાવાળો ઘડો આપ્યો હતો. આથી કરીને બીજા કુમારો કરતા અશ્વત્થામા જળાશયમાથી પાણી ભરીને વહેલો આવતો, અને દ્રોણ એટલા વખતમા તેને થોડીક ગુપ્ત વિદ્યા આપી દેતા અર્જુનને આ વાતની ખબર પડી એટલે આ ગુપ્ત વિદ્યાને પણ મેળવવાના હેતુથી તે અશ્વ-

ત્યામાની સાથે સાથે જ પહોચી જતો અને દ્રોણ પાસેથી આ ગુપ્ત વિદ્યા પણ મેળવતો.

એક વાર અર્જુન રાતે વાળુ કરતા હતો ત્યા દીવો ઓલવાઈ ગયો છતાય તેણે જમવાનુ ચાલુ રાખ્યું અધારામા પણ હાથ તો રોજના અભ્યાસને લઇને મ્હો તરફ જ વળે છે એવા વિચારથી અર્જુનને આવા અભ્યાસનુ મહત્ત્વ સમજાયું, અને દરરોજ રાતે અંધારામા પણ બાણ મારવાની ટેવ પાડવા લાગ્યો વિદ્યા મેળવવાના અર્જુનના આવા ઉત્સાહથી દ્રોણની તેના પર અત્યત પ્રીતિ થઈ દ્રોણ તો અર્જુનને ઘણી વાર કહેતા "મારો કોઈ શિષ્ય તારાથી ચઢિયાતો બાણાવળી થશે નહિ"

એક વાર દ્રોણની આજ્ઞાથી કુમારો મૃગયા કરવા નીકળ્યા કુમારો એક મોટા જગલમાં પહોચ્યા ત્યા તેમણે એક કૂતરાને જોયો. કૂતરો ભસ્યા કરતો હતો. એટલે ફરથી એક ભીલકુમારે અતિ કુશળતાથી તેના મ્હોમા બાણો મારીને તેનુ મ્હો ભરી દીધુ કુમારો આ જોઇને ચકિત થઈ ગયા અને મનમા શરમાયા પણ ખરા તપાસ કરતા કુમારોને ખબર પડી કે આ ભીલ કુમાર તો એકલવ્ય પોતે જ છે, જને કુમારોની સાથે અસ્ત્રવિદ્યા શીખવાની દ્રોણે પરવાનગી ના પાડી હતી. એક લવ્ય દ્રોણનુ માટીનુ પૂતળુ કરીને તેની સમક્ષ ધનુર્વિદ્યાનો અભ્યાસ કરતો, અને દ્રોણની પાસેથી નળી શકત.

તેના કરતા ઘણી વધારે કુશળતા પોતાની શક્તિથી મેળવી શક્યો. એકલવ્યની કુશળતા જોઈને અર્જુનને તેની ઈર્ષ્યા થઈ. તેણે હસ્તિનાપુર જઈને આચાર્યને એકલવ્યની વાત કરી. અર્જુને કહ્યુ "આપે તો મને કહ્યુ છે કે મારો કોઈ શિષ્ય અસ્ત્રવિદ્યામા તારાથી ચડિયાતો નહિ થાય. પણ આ એકલવ્ય જ મારાથી ચડિયાતો છે!"

દ્રોણ ચિંતામા પડ્યા અને રથમા બેસીને જંગલ તરફ ગયા. ત્યા એકલવ્ય પોતાની નિત્યની ભક્તિથી દ્રોણની મૂર્તિ સન્મુખ પોતાની વિદ્યાને પામી રહ્યો હતો. દ્રોણ આવ્યાની ખબર પડી એટલે એકલવ્ય તેમની પાસે દોડી આવ્યો, તેમના ચરણમા મસ્તક નમાવ્યુ અને બોલ્યો "ગુરુદેવ! શી આજ્ઞા છે?"

દ્રોણ બોલ્યા. "બેટા એકલવ્ય! હુ તારી પાસેથી ગુરુદક્ષિણા લેવા માટે આવ્યો છુ"

એકલવ્યના હરખનો પાર ન રહ્યો. ગુરુદેવ પોતે આટલે દૂર ગુરુદક્ષિણા લેવા માટે આવે એ તો મહદ્-ભાગ્યની વાત! એકલવ્યે કહ્યુ "પ્રભો! ગુરુદક્ષિણા સ્વીકારી મને કૃતાર્થ કરવા માટે આપને શોધવા પડે તેને બદલે આપ પધાર્યા એ મારા અહોભાગ્ય! બોલો, ગુરુદક્ષિણામા શુ આપુ?"

દ્રોણાચાર્યે જણાવ્યુ "તારો જમણો અંગુઠો."

આ શબ્દો દ્રોણના મોઢામાથી બહાર પડ્યા ન

પડ્યા ત્યાં તો અંગુઠો જુદો પડ્યો ને દ્રોણ અંગુઠાને લઈને ચાલતા થયા. તે દિવસથી એકલવ્યના ધનુષ્યનો ટંકાર મોળો પડ્યો

૮

દ્રોણાચાર્યે એક વાર કુમારોની પરીક્ષા લેવાનું નક્કી કર્યું. તેમણે રૂનું એક ભાસપક્ષી બનાવ્યું. ગળા ચીરાથી તેની બે આંખો બનાવી. આ પક્ષીને એક ઝાડ પર ગોઠવ્યું. કુમારોને દ્રોણાચાર્યે જણાવ્યું કે તમારે આ ભાસપક્ષીને વીંધવાનું છે

ત્યાર પછી યુધિષ્ઠિરને આગળ લાવીને દ્રોણે પૂછ્યું "તમે પેલા ભાસપક્ષીને જુઓ છો? તમે મને જુઓ છો? તમે આ ઝાડને જુઓ છો? તમે સામેના આકાશને જુઓ છો?"

દ્રોણાચાર્યના આ પ્રશ્નના ઉત્તરમાં યુધિષ્ઠિરે જણાવ્યું "હા હું એ ઝાડને, તમને, ભાઈઓને, તથા પક્ષીને જોઉં છું"

યુધિષ્ઠિરના આ ઉત્તરથી દ્રોણ નિરાશ થયા અને બોલ્યા "બેસી જાઓ."

ત્યાર પછી તેમણે કુમારોને એક પછી એક આ પ્રશ્નો પૂછ્યા અને કોઈના ઉત્તરથી તેમના મનનું સમાધાન થયું નહિ. છેવટે તેમણે અર્જુનને આગળ આણીને કહ્યું "બેટા અર્જુન! મને તારી શક્તિમાં શ્રદ્ધા છે

તુ મને દેખે છે ? તુ આ મડળને દેખે છે ? તુ સામેનુ આકાશ દેખે છે ? તુ ભાસપક્ષીને દેખે છે ?”

અર્જુને કહ્યુ “હુ તમને કોઇને દેખતો નથી; માત્ર ભાસ પક્ષીને દેખુ છુ ”

પછી દ્રોણુ સહેજ વધારે બોલવા જતા હતા ત્યા તો અર્જુન બોલ્યો “હવે તો આખા પક્ષીનેય દેખતો નથી, પણ માત્ર તેની બે લાલ આખને દેખુ છુ ”

દ્રોણે કહ્યુ “એ આખોને જ વીધ.” એટલે અર્જુનનુ બાણ છૂટયુ અર્જુનની આવી એકનિષ્ઠાથી દ્રોણુ બહુ જ પ્રસન્ન થયા.

૯

હવે કુમારો તમામ વિદ્યા શીખી રહેવા આવ્યા, એટલે ભીષ્મની સલાહથી દ્રોણાચાર્યે કુમારોની એક જાહેર પરીક્ષા ગોઠવી. શહેરની બહાર વિશાળ ભૂમિમા એક આલેશાન રગમડપ ઉભો કરવામા આવ્યો અને ત્યા જ રાજપુરુષો, સ્ત્રીઓ, નગરલોકો વગેરેને માટે જોવાની સગવડ કરવામા આવી. નક્કી કરેલ દિવસે ભીષ્મ, ધૃતરાષ્ટ્ર, કૃપાચાર્ય વગેરે રગમડપમા આવ્યા, ગાધારી, કુતી વગેરે સ્ત્રીઓ પણ હાજર હતી. નગરલોકોની તો ઠઠ જામી હતી. બધાયે કુમારોની વિદ્યાનુ પ્રદર્શન જોવા ઉત્સુક થઈ ગયા હતા. એટલામા દ્રોણાચાર્ય કુમારો સામે

આવ્યા દ્રોણને આવતા જોઇને પ્રેક્ષકોએ તેમને તાળી ઓના ગડગડાટથી આવકાર આપ્યો.

પછી કુમારોએ એક પછી એક પોતાના પ્રયોગો શરૂ કર્યા આ પ્રયોગોમા ભીમસેન અને દુર્યોધન કચ્છ પહેરીને ગદાયુદ્ધમા ઉતર્યા ત્યારે પ્રેક્ષકોનુ ખૂબ જ ધ્યાન ખેંચાયુ એ બે કુમારો હાથમા ગદાઓ લઇને રગ ભૂમિ પર ઘૂમવા લાગ્યા ત્યારે પ્રેક્ષકોના બે પક્ષો પડી ગયા. કોઇ ભીમસેનનો ઘા પડે ત્યારે 'સાબાશ, સાબાશ!' એમ કહેતા ત્યારે કોઇ દુર્યોધન ચાલાકી બતાવે ત્યારે 'સાબાશ, સાબાશ!' એમ કહેતા. એક વખત તો પ્રેક્ષ કોના ધન્યવાદથી આખો મડપ એવો ખળભળી ઉઠ્યો કે દ્રોણે ભીમ-દુર્યોધનનો પ્રયોગ બધ કરાવ્યો

આખરે દ્રોણનો વહાલો શિષ્ય અર્જુન રગભૂમિ પર આવ્યો. દ્રોણની આખો અર્જુનને દેખીને હરખાતી હતી. અર્જુને રગભૂમિ પર આવીને દ્રોણને પ્રણામ કર્યા; ત્યાર બાદ ભીષ્મ ધૃતરાષ્ટ્રને વદન કરી પ્રયોગો શરૂ કર્યા અર્જુનના જુદા જુદા પ્રયોગોથી આખી સભા પ્રસન્ન થઈ ગઇ સ્ત્રીવર્ગમા કુતીની છાતીએ પાનો આવ્યો.

પણ અર્જુનના આ પ્રયોગથી કૌરવોના મન બળવા લાગ્યા બધા એક ખૂણામા બેઠા બેઠા અર્જુનની અદે ખાઇ કરવા લાગ્યા. એટલામા કર્ણ રગભૂમિ પર આવી પહોચ્યો, અને બોલ્યો. "અર્જુન! તે જે જે પ્રયોગો

કરીને આ સભાને મુગ્ધ કરી છે તે બધા જ પ્રયોગો હું કરી બતાવુ છુ તારી તાકાત હોય તો મારી સાથે દ્વદ્વયુદ્ધમા ઉતર ”

કર્ણના આ વાક્યો સાભળીને દુર્યોધન વગેરે બહુ રાજી થયા અને કર્ણને ધન્યવાદ આપવા લાગ્યા પણ કૃપાચાર્ય આગળ આવીને બોલ્યા “ આ અર્જુન પૃથાનો પુત્ર છે હે કુમાર! તુ તારૂ કુલગોત્ર વગેરે જાહેર કર એટલે આ અર્જુન તારી સાથે યુદ્ધ કરે.”

કૃપાચાર્યના શબ્દો સાભળીને કર્ણ ઝાખો પડી ગયો. અધિરથ આગળ પડીને કર્ણને રગભૂમિમાથી પાછો લઈ જવા લાગ્યો પણ એટલામા તો દુર્યોધને મોટા અવાજે કહ્યુ “ ઋષિઓની અને મહાપુરુષોની ઉત્પત્તિ જાણીને કશો લાભ નથી એ રીતે તો પાડવો કેવી રીતે ઉત્પન્ન થયા એ ક્યા આપણે નથી જાણતા? વીરોની વીરતા તેમના જન્મમા નથી પણ તેમના ક્ષાત્રતેજમા છે ” આટલુ બોલી વળી દુર્યોધને કર્ણને કહ્યુ “ સાબાશ કર્ણ! તું જરાય ગભરાઈશ નહિ મારી બધી સપત્તિ તારા માટે જ છે એમ સમજજે ”

કર્ણ અર્જુનની આ ચર્ચાથી સભામા ખળભળાટ થઈ ગયો, અને કુતીને મૂર્છા આવી જરા શાત થયા પછી ભીમસેન આગળ આવીને બોલ્યો. “ કર્ણ! તું તો અધિરથનો દીકરો છું એટલે તારા હાથમા આ ધનુષ્ય

શોભતું નથી તું તારે આણુક લે એટલે બસ! આ રાજ પુત્ર અર્જુન તારા જેવા સતપુત્ર સાથે લડી શકનો નથી"

ભીમસેનનાં આવા ગર્વના વચનો સાભળીને દુર્યોધનનુ લોહી ઉકળી ઉઠયુ તે બોલ્યો "જો અર્જુન રાજ કુમાર સાથે જ યુદ્ધમા ઉતરી શકે છે તો હુ અત્યારે જ કર્ણને અગદેશનો રાજા બનાવુ છુ" એમ કહીને ત્યા ને ત્યા જ દુર્યોધને કર્ણના કપાળમા તિલક કર્યું

દરમ્યાન આ ખળભળાટથી ગભરાઇને દ્રોણાચાર્યે પ્રયોગો બધ કર્યા અને સભા વિખેરાવા લાગી. કર્ણે દુર્યોધનનો આભાર માન્યો અને દુર્યોધનના ઉપકારના બદલામા પોતાની નિત્યની મૈત્રી તેને આપી. આજ સુધી પોતાના પક્ષમા અર્જુન જેવો કોઈ ધનુર્ધારી ન હતો તે આજે મળ્યો એ વિચારથી કૌરવો બધા ખૂબ જ રાજી થતા થતા ઘેર ગયા

## ૧૦

હવે દ્રોણને ગુરુદક્ષિણા આપવાનો વખત થયો. કુમારો જ્યારે દ્રોણાચાર્યની પાસે આવ્યા અને ગુરુદક્ષિણા માગવા માટે કહેવા લાગ્યા ત્યારે દ્રોણ બોલ્યા "તમે દ્રુપદ રાજાને બાધીને મારે સ્વાધીન કરો એ મારી ગુરુદક્ષિણા છે"

દ્રોણ અને અશ્વત્થામા રાજકુમારોની સાથે દ્રુપદના નગર તરફ ઉપડ્યા. નગરની પાસે પહોચતા પાડવો પહેલા

જરા દૂર રહ્યા, અને કૌરવોએ દ્રુપદના સૈન્ય પર હલ્લો કર્યો પણ ટકાચા નહિ થોડી વાર પછી અર્જુને દ્રુપદ રાજાને યુદ્ધમા ઉતાર્યો અને આખરે મ્હાત કર્યો અર્જુન દ્રુપદના રથ પર ચડી ગયો, દ્રુપદને પકડી લીધો, અને બાંધીને દ્રોણની પાસે લાવ્યો

દ્રોણાચાર્ય પોતે દ્રુપદના દરબારમાથી અપમાન પામીને નીકળ્યા હતા તે પ્રસગને યાદ આપી દ્રુપદને ઘણા મેણા માર્યા, અને પછી તેને છોડી મૂક્યો. દ્રોણાચાર્યે દ્રુપદને દક્ષિણ પાચાલ દેશ પાછો સોપ્યો અને પોતે ઉત્તર પાચાલના ધણી બન્યા ત્યાર પછી રાજકુમારોને લઈને દ્રોણ હસ્તિનાપુર પાછા આવ્યા

દ્રુપદને હરાવીને શરણ લાવવામા અર્જુનનુ પરાક્રમ જોઇને કૌરવો ઝખવાણા પડી ગયા અને તેમનુ તેજ સહન ન થવાથી મનમા બળવા લાગ્યા તેમને લાગ્યુ કે હવે પાડવોનો કોઈ રીતે છેવટનો નિકાલ લાવવો જોઇએ.

## ૧૧

અર્જુને દ્રુપદને હરાવીને દ્રોણના ચરણે મૂક્યો એ સમાચાર ધૃતરાષ્ટ્રને મળ્યા ત્યારે તેમના મનમા ચિતા પેઠી. દરમ્યાન દુર્યોધને પણ તેમના કાનમા ઝેર રેડ્યુ પાડવોના પરાક્રમથી લોકો મુગ્ધ બન્યા

બેવડ વાળી તેને મારી નાખ્યો બકાસુરના મોઢામાંથી લોહીનો તો ધોધ ચાલ્યો.

બકાસુર મૃત્યુ પામ્યો એટલે તેનાં સગાસબધીઓ બધાં ક્રોધથી દોડી આવ્યા અને ભીમસેનને જોઇને મૂઢ બની ગયા ભીમસેને તેમને જણાવ્યુ "આજ પછી કોઈ વખતે તમારે મનુષ્યોને મારવા નહિ, મારશો તો આ બકની પેઠે તમારો પણ વધ થશે "

રાક્ષસોએ ભીમસેનનો ઠરાવ કબૂલ રાખ્યો.

ભીમસેન ત્યાથી રવાના થઇને ઘેર આવ્યો અને પોતાની તમામ હકીકત યુધિષ્ઠિરને જણાવી. ત્યાર પછી પાંડવો અને માતા કુતી એકચક્રાને છોડીને પાચાલ દેશ તરફ જવા નીકળ્યા

૧૪

એકચક્રા નગરીમાથી પાડવો નીકળ્યા ત્યારે તેમને ખબર મળ્યા કે પાચાલ દેશના પાટનગરમાં દ્રુપદ રાજાની પુત્રીનો સ્વયવર થાય છે બધા ભાઇઓને આ સ્વયવર જોવાની ઇચ્છા થઈ તેથી તેઓ કાપિલ્ય જવા નીકળ્યા.

દ્રુપદ રાજાને દ્રોણાચાર્યની આજ્ઞાથી પાડવોએ હરાવ્યો અને આચાર્યને શરણે મૂક્યો. ત્યાર પછી દ્રુપદ ધૂંધવાઈ રહ્યો હતો, અને દ્રોણાચાર્યનુ વેર કેવી રીતે લેવુ એ વિચારી રહ્યો હતો. આ વિચારમા ને વિચારમા તો દ્રુપદે

ઉપયાજ અને યાજ નામના બે મુનિઓની ભારે સેવા કરી. ઉપયાજ આ સેવાના બદલામા પ્રસન્ન થયા અને વરદાન આપવા તૈયાર થયા ત્યારે દ્રુપદે જણાવ્યુ "મહારાજ! દ્રોણનુ માથુ ઉતારે એવો એક પુત્ર મને થાય એવો યજ્ઞ કરાવો" ઉપયાજ પોતે સાત્ત્વિક વૃત્તિના મુનિ હતા તેથી આવુ વેરને પોષણ આપનારૂ વરદાન આપી ન શકયા. પણ તેમના ભાઈ યાજે તો પુષ્કળ દક્ષિણાને લોભે આવો યજ્ઞ કરાવવાની હા પાડી, અને યજ્ઞ કરાવ્યો પણ ખરો યજ્ઞની પૂર્ણાહુતિ વખતે મહારાજ દ્રુપદ અને તેની રાણી યજ્ઞકુંડ પાસે ઉભા હતા ત્યા જ યજ્ઞના અગ્નિમાથી એક પુત્ર ને એક પુત્રી બહાર આવ્યા યાજ મુનિ બોલ્યા "દ્રુપદ! લે આ દ્રોણનુ માથુ ઉતારનાર ધૃષ્ટદ્યુમ્ન આ દીકરી પણ તને આ કાર્યમાજ મદદ કરવાની છે" દ્રુપદે અને રાણીએ બન્ને ભાઈ બેનને હેતથી વધાવ્યા.

આ દીકરી રંગે શ્યામ હતી એટલે તેને કૃષ્ણા કહે છે આ કૃષ્ણા એ જ દ્રૌપદી

દ્રૌપદી ઉંમરલાયક થઈ એટલે દ્રુપદે એનો સ્વયવર રચ્યો પહેલા તો દ્રૌપદી અર્જુનને પરણાવવી એવી દ્રુપદની ઇચ્છા હતી, પણ પાડવો વારણાવતમા બળી મુઆ છે એવા સમાચાર મળ્યા પછી તેણે સ્વયવરનો વિચાર કર્યો

દ્રુપદે સ્વયવરમા દેશદેશના રાજાઓને તેડાવ્યા

હતા દ્રૌપદીના સ્વયંવરમાં દુર્યોધન આવ્યો, કર્ણ આવ્યો, શિશુપાળ આવ્યો, જરાસંઘ આવ્યો અને બીજા પણ કેટલાય રાજાઓ આવ્યા. દ્રૌપદી જેવી યજ્ઞ કન્યાને પરણવાની કોને લાલસા ન થાય?

સ્વયંવર માટે રાજાએ ભારે તૈયારીઓ કરી. રાજાઓ માટે તંબુઓ તાણ્યા, નગરમાં ઘેરઘેર તોરણો બંધાવ્યાં, રસ્તાઓ પાણી છંટાવીને સુંદર બનાવ્યા, અને સ્વયંવર માટે એક ખાસ મંડપ પણ ઉભો કર્યો

સ્વયંવરનો ઠાઠમાઠ જોવા માટે દેશ પરદેશના લોકના ટોળા કંપિલ્યમાં આવતા હતા, તેમની સાથે પાંડવો અને કુંતી પણ સામેલ થયા તેમણે બ્રાહ્મણનો વેશ ધારણ કર્યો અને નગરમાં આવીને એક કુંભારની કોઢમાં ઉતારો કર્યો

સ્વયંવરને દિવસે પાંડવો મંડપમાં ગયા અને બીજા બ્રાહ્મણો બેઠા હતા ત્યાં પોતે પણ બેઠા એ આલેશાન મંડપમાં રાજાઓ બધા જુદા જુદા સિંહાસનો પર ગોઠવાઈ ગયા હતા, અને દ્રૌપદી ક્યારે આવે તેની રાહ જોતા હતા. એવામાં ધૃષ્ટદ્યુમ્ન પોતાની બેનને લઈને હાજર થયો, અને આખી સભા સાંભળે તેવા અવાજથી બોલ્યો. "રાજન્યો! આ ધનુષ્ય, આ નિશાન અને બાણો. આ યંત્રના છિદ્રમાંથી એકી વખતે પાંચ બાણો મૂકીને જે નિશાનને વીંધશે તે મારી બેન કૃષ્ણાને પરણશે "

ધૃષ્ટદ્યુમ્નના આવા વચન સાભળીને રાજાઓ એક-પછી એક ધનુષ્યને ચડાવવા માટે પ્રયત્ન કરવા ઉભા થતા, પણ ધનુષ્યને ચડાવવા જેટલુ પણ કોઇનામા બળ જ ન હતુ એટલે ઢીલે મોઢે પાછા આવીને બેસી જતા.

રાજાઓની આવી દીન દશા જોઇને કર્ણ ઉભો થયો, તરત જ ધનુષને હાથ ધર્યુ અને પ્રત્યચા ચડાવીને બાણનુ સધાન કર્યુ; તે વખતે સૌ કોઇને એમ જ થયુ કે હમણા કર્ણ નિશાન પાડશે પણ ત્યા તો દ્રૌપદી બોલી ઉઠી. " હુ સૂતપુત્રને વરવાની નથી "

આ સાભળીને કર્ણે સજ્જ કરેલુ ધનુષ્ય નીચે મૂકયુ અને લજવાઇને બેસી ગયો. ત્યાર પછી ચેદીના રાજા શિશુપાળ, બળવાન જરાસધ, શલ્ય વગેરે ઘણાઓએ પ્રયત્ન કર્યો પણ ધનુષ્યને ચડાવતા જ ગોઠણભર પડ્યા એટલે ચૂપચાપ બેસી ગયા.

સ્વયવરની સભા આખી ખળભળી ઉઠી. " આ દ્રૌપદી હવે કોને પરણશે ? " એવો વિચાર સૌ કોઇને મૂઝવી રહ્યો. દ્રુપદ અને ધૃષ્ટદ્યુમ્ન પણ વિચારમા પડી ગયા એવામા બ્રાહ્મણોના ટોળાની વચ્ચેથી કુતીપુત્ર અર્જુન ઉભો થયો. સભામા બેઠેલા શ્રીકૃષ્ણે અર્જુનને અને પાડવોને કયારના ઓળખી લીધા હતા. અર્જુન ઉભો થયો એટલે બ્રાહ્મણો ખળભળી ઉઠ્યા, પણ અર્જુન

તો ધીરે પગલે ધનુષ્યની પાસે જઇને ઉભો, ધનુષ્યની ફરતી પ્રદક્ષિણા કરી અને આંખના એક પલકારામાં જ ધનુષ્યને સજ્જ કર્યું, પાંચ બાણો ચડાવ્યા અને નિશાનને વીંધ્યું

અર્જુને નિશાન વીંધ્યું કે તરત જ આખી સભામાં ભારે ઘોઘાટ થઇ રહ્યો બ્રાહ્મણો બધા આનંદમાં આવી જઇને અર્જુન ફરતા ફરી વળ્યા, નિશાન વીંધાયું એટલે દ્રુપદના માણસો વાદિત્રો વગાડવા લાગ્યા અને રાજાઓ બધા અર્જુન પર અને દ્રુપદ પર ક્રોધ કરીને જે તે બોલવા લાગ્યા દ્રૌપદી પોતે અર્જુને નિશાન વીંધ્યું કે તરત જ અર્જુનની પાસે ગઇ અને પુષ્પની માળા તેના ગળામાં આરોપી તેની પાછળ પાછળ રંગમંડપમાંથી બહાર નીકળી

પણ રાજાઓ તો ધૂવાંપૂવા! "આ દ્રુપદ શું સમજે છે? દ્રુપદે આપણને આમંત્રણ આપીને આપણું ચોખ્ખું અપમાન કર્યું છે! શું દ્રુપદને આટલા બધા રાજાઓમાંથી કોઇ એક રાજા પોતાની કન્યાને માટે યોગ્ય ન લાગ્યો કે એક બામટાને કન્યા આપી? આ કન્યા જો કોઇ રાજાને વરવા ન ઇચ્છતી હોય તો આપણે એને અગ્નિમાં નાખી દઇને પછી આપણા રાજ્યમાં ચાલ્યા જઇએ!"

આ પ્રમાણે બોલતા રાજાઓ હથિયારો ઉગામીને

દ્રુપદની સામે દોડ્યા, દ્રુપદની સામે તેમને આવતા જોઇને અર્જુને અને ભીમસેને તેમને સૌને સામે પગલે વધાવ્યા યુધિષ્ઠિર તો નકુળ અને સહદેવને લઇને ક્યારના પોતાને ઉતારે પહોચી ગયા હતા ભીમસેને નજીક-માથી એક મોટુ ઝાડ ઉખેડયુ અને એ ઝાડને લઇને તે રાજાઓની સામે ઉભો રહ્યો; અર્જુન તો સ્વયવરનુ ધનુષ્ય લઇને તૈયાર જ ઉભો હતો। ધીગાણુ શરૂ થયુ. કર્ણ અર્જુનની સામો થયો પણ પાછો હઠ્યો, ભીમસેને શલ્યને ભોય પર પછાડ્યો. અર્જુન તથા ભીમના આવા પરાક્રમો જોઇને રાજાઓને શકા પડી કે રખેને આ બ્રાહ્મણો ન હોય ? દરમ્યાન શ્રીકૃષ્ણે બધા રાજાઓને સમજાવીને શાત પાડ્યા ને પોતપોતાને ઉતારે રવાના કર્યા અર્જુન તથા ભીમસેન કુભારની કોઢમા ગયા

## ૧૫

દ્રૌપદીને લઇને અર્જુન કુભારની કોઢમા આવ્યો, એટલે બધા ભાઇઓ તથા માતા કુતી વિચાર કરવા બેઠા. દ્રૌપદી એકલા અર્જુનને પરણે કે પાચે ભાઈઓને પરણે એ મોટો સવાલ હતો, અને યુધિષ્ઠિર એનો જે નિર્ણય આપે એ સૌને માન્ય હતો. યુધિષ્ઠિરે પોતાના કુળધર્મનો વિચાર કર્યો, પાંચે ભાઇઓના મન દ્રૌપદીને જોઇને કેવા ખેચાઈ રહ્યા છે તે સૌની આખોમાથી જોઇ લીધુ, ભાઇઓની અદર પરસ્પર ભેદ ન પડે એ

ઇએ માન્યુ અને ધર્મનિર્ણય જાહેર કર્યો "દ્રૌપદી આપણા પાચે ભાઇઓની ભાર્યા થશે."

યુધિષ્ઠિરનો આ નિર્ણય દ્રૌપદી માટે તો આકરો હતો જ; પણ દ્રુપદ, તેની રાણી અને ધૃષ્ટદ્યુમ્ન એ બધાને માટે પણ તે આકરો હતો પણ જ્યારે દ્રુપદે જાણ્યુ કે ધનુષ્યને ચઢાવીને દ્રૌપદીને મેળવનાર કોઈ જેવો તેવો બ્રાહ્મણ નથી પણ અર્જુન પોતે જ છે, અને દ્રૌપદી જેમને પરણે છે તે પાચ પાડવો છે, ત્યારે તેના મનનુ સમાધાન થયુ અને યુધિષ્ઠિરનો ધર્મનિર્ણય તેણે પણ કબૂલ રાખ્યો, તથા દ્રૌપદીના પાચે પાડવો સાથે લગ્ન કર્યાં વસુદેવના પુત્ર શ્રીકૃષ્ણ આ પ્રસગે પોતાની ફોઇને આવીને પગે લાગ્યા, અને રાજપાટ વિનાના પોતાના કુળના ભાઇએનુ મોસાળુ કર્યું લગ્નને અ તે દ્રૌપદી કુ તીને ચરણે પડી ત્યારે કુ તીએ આશીર્વચન ઉચ્ચાર્યાં "હે દ્રૌપદી! જેમ ઇંદ્રાણી ઇંદ્રની સાથે, રોહિણી ચ દ્રની સાથે, દમયતી નળ સાથે, અરુધતી વસિષ્ઠની સાથે અને લક્ષ્મી નારાયણની સાથે પ્રીતિથી રહે છે તેમ તુ પણ તારા પતિઓની સાથે પ્રીતિથી રહેજે તુ વીરપુત્રોની માતા થજે અને મારા પુત્રોની સાથે ધર્મવત્સલા એવી તુ રાજ્યાભિષેકને પ્રાપ્ત થજે "

## ૧૬

દ્રૌપદીને સ્વયવરમા મેળવનાર બ્રાહ્મણ અર્જુન છે,

અને પાડવો દ્રૌપદીને પરણ્યા છે એ સમાચારથી કૌરવોના મનમા ધ્રાસ્કો પડ્યો સ્વયવરમા આવેલા કૌરવો હસ્તિનાપુર પાછા આવ્યા ત્યારે વિદુરને પણ આ વાતની ખબર પડી અ ધ ધૃતરાષ્ટ્ર તો હજી એમ જ સમજતા હતા કે દ્રૌપદી દુર્યોધનને વરી છે એટલે એ તો બકવા લાગ્યો "દ્રૌપદીને અલકારો આપો અને તેને મારી પાસે લાવો." પરતુ વિદુરે ધૃતરાષ્ટ્રને જણાવ્યુ "દ્રૌપદીને તો પાડવો પરણ્યા છે, અને દ્રુપદ રાજાએ તેમનો સારો સત્કાર કર્યો છે " આ સાભળીને ધૃતરાષ્ટ્ર મનમા તો બળીને ખાખ થઈ ગયો પણ ઉતા વિદુરને કહેવા લાગ્યો. "જેવા મારા પુત્રો છે, તવા જ અથવા તેથી પણ અધિક મારે મન પાડુના પુત્રો છે "

વિદુરના ગયા પછી દુર્યોધનની ચ ડાળ ચોકડી ધૃતરાષ્ટ્ર પાસે આવી અને કહેવા લાગી "હે તાત ! તમે પાડવોના સબધમા બધુ જાણ્યુ હશે પાડવોના બળનો આપણે કોઈ પણ રીતે નાશ કરવો જ જોઈએ. આ નાશ કેવી રીતે કરવો તે આપણે વિચારવાનુ રહે છે ના તો આપણે કુતીના પુત્રોમા અને માદ્રીના પુત્રોમા ભેદ પડાવીએ; કા તો દ્રુપદ રાજને પુષ્કળ દ્રવ્ય આપી આપણે લોભમા નાખીએ, કા તો હસ્તિનાપુરમા રહેવામા સાર નથી એવુ પાંડવોના મનમા ઠસાવીએ, કા તો ઘણા પતિઓવાળી દ્રૌપદી કટાળીને તેમનો ત્યાગ કરે એવુ કરીએ,

કા તો દ્રૌપદીને પાડવો તરફ વિષમભાવ છે એવું ચસાવીએ, કા તો છેવટ ભીમસેનને મરાવી નાખીએ આ અથવા તો આવા કોઈ પણ ઉપાયથી આપણે પાડવોનો નાશ કરવો જ જોઇએ આજે ખરો સમય છે આ સમય ગયો તો ફરીથી હાથ આવશે નહિ ”

આ વિચારણામા કર્ણે જણાવ્યુ “ દુર્યોધન! આ બધા ઉપાયો બરાબર નથી જ્યા સુધી પાડવોની પાસે પૂરા સાધનો નથી ત્યા સુધીમા તેના પર ચડાઈ કરો. ક્ષત્રિયો પોતાના પરાક્રમથી જ શત્રુઓનો પરાભવ કર છે; આપણે પણ એમ જ કરીએ એમા શોભા છે ”

પણ ભીષ્મે તથા દ્રોણે આ વિચારને સમતિ ન આપતા જણાવ્યુ “ધૃતરાષ્ટ્ર! ખરો માર્ગ તો પાડવોને તેમનો અર્ધ ભાગ આપીને આપણા મિત્રો બનાવવાનો છે તારા પુત્રોને પાડવો તરફ દુર્બુદ્ધિ છે તેનુ કશ સારૂ નથી ” વિદુરે પણ આવો જ મત આપ્યો. તેથી ધૃતરાષ્ટ્રે આખરે પાડવોને હસ્તિનાપુર લાવવા માટે વિદુરને કાપિલ્ય મોકલ્યા. વિદુરે પાડવોને હસ્તિનાપુર પાછા આવવાનું આમત્રણ આપ્યું, અને દ્રુપદ તથા શ્રીકૃષ્ણની સમતિથી પાડવો તથા કુતી હસ્તિનાપુરમા પાછા આવ્યા.

૧૭

હસ્તિનાપુરમા થોડો વખત રહ્યા પછી પાડવો એક વાર કાકા ધૃતરાષ્ટ્રને મળવા ગયા ત્યારે ધૃતરાષ્ટ્રે જણા-

વ્યુ "યુધિષ્ઠિર! તમને અને મારા પુત્રોને અણબનાવ ન થાય એટલા માટે તમે ખાડવપ્રસ્થમા જઇને રહો. ત્યા અર્જુન તમારૂ રક્ષણ કરશે તમારા ભાગનુ અર્ધ રાજ્ય તમે ખુશીથી ભોગવો."

પાડવોએ બધી પરિસ્થિતિનો વિચાર કરીને ધૃતરાષ્ટ્રના વચનને માન આપ્યુ અને ખાડવપ્રસ્થ ગયા. ખાડવપ્રસ્થનો પ્રદેશ ઘોર જગલ જેવો હતો; તેના અમુક ભાગને સાફ કરી તેમણે ત્યા ઇંદ્રપ્રસ્થ નામનુ સુદર નગર વસાવ્યુ, અને સૌ ત્યા રહેવા લાગ્યા

ઇંદ્રપ્રસ્થના વસવાટ દરમ્યાન એક વાર અર્જુને પોતાને માથે બાર વર્ષનો વનવાસ વહોરી લીધો, અને આ બાર વર્ષ દરમ્યાન અર્જુન ભારતવર્ષના જુદા જુદા પ્રદેશોમા રખડ્યો આ વખતે જ અર્જુન નાગકન્યા ઉલૂપીને પરણ્યો, આ દરમ્યાન તેણે ચિત્રાગદા સાથે લગ્ન કર્યાં, અને આ વખતે જ તેણે દ્વારકા જઇને સુભદ્રાનુ હરણ કર્યુ અર્જુને સુભદ્રાનુ હરણ કર્યું તેથી તો શ્રીકૃષ્ણના મોટાભાઈ બળરામ અને યાદવો બધા બહુ જ ગુસ્સે થઈ ગયા હતા, પણ આખરે શ્રીકૃષ્ણે તેમને ટાઢા પાડ્યા અને અર્જુનના સુભદ્રા સાથે લગ્ન કર્યાં સુભદ્રાને લઇને અર્જુન ઇંદ્રપ્રસ્થ આવ્યો અને સુભદ્રા ગોવાળણનો વેશ પહેરીને દ્રૌપદીને પગે પડવા આવી ત્યારે દ્રૌપદી બોલી "અર્જુન! ભાગનો એક બધ મજબૂત હોય પણ તેના પર બીજો બધ બાધવાથી પહેલો શિથિલ થાય છે" સુભદ્રા દ્રૌપ-

ઇચ્છા જ હોય તો ધર્મરાજાને માટે તારી ઇચ્છામા આવે એવી એક સભા બનાવી આપ. આ મનુષ્યલોકમાં બીજી એવી સભા ન હોય એવી અસાધારણ સભા તુ ધર્મરાજાને માટે બનાવ. ”

શ્રીકૃષ્ણની આજ્ઞાને માથે ચડાવીને મયે વિમાનના જેવી સુદર સભા નિર્માણ કરવાનો નિશ્ચય કર્યો શ્રીકૃષ્ણે તથા અર્જુને મયની ધર્મરાજાની સાથે મુલાકાત કરાવી અને મયે પવિત્ર દિવસે ચારે બાજુથી દશ દશ હજાર હાથ ભૂમિની માપણી કરી

ત્યાર પછી શ્રીકૃષ્ણ પાડવોની રજા લઇને દ્વારકા ગયા અને મય સભાનિર્માણમા પડયો મયદાનવ મૈનાક પર્વત ઉપર બિદુ સરોવર છે ત્યા ગયો. ત્યાથી ભીમને માટે તેણે એક ગદા તથા દેવદત્ત શખ લીધા, વૃષપર્વા ગજાની સભા બનાવવા માટે જે રગો ત્યા એકઠા કર્યા હતા તે સાથે લીધા, અને આ બધા રગોથી સુશોભિત એવી સભા ઉભી કરી. આ સભા બનાવતા મયદાનવને ચૌદક માસ લાગ્યા. મહારાજ યુધિષ્ઠિરની આ સભા ઇંદ્રની સભાથી, કુબેરની સભાથી, વરુણની સભાથી તેમ જ બ્રહ્માની સભાથી પણ ચઢિયાતી હતી.

૭

યુધિષ્ઠિરની આ નવી સભામાં એક વાર નારદમુનિ ચડી આવ્યા અને યુધિષ્ઠિરને રાજસૂય યજ્ઞ કરવાની

સલાહ આપી ગયા. યુધિષ્ઠિરે આવી અગત્યની વાતમા શ્રીકૃષ્ણની સમતિ વિના આગળ વધવુ નહિ એવો નિર્ણય કર્યો હતો, એટલે તેમણે શ્રીકૃષ્ણને દ્વારકાથી બોલાવ્યા અને તેમની પાસે રાજસૂયની વાત મૂકી શ્રીકૃષ્ણ ઘડીભર તો વિચારમા પડ્યા અને પછી બોલ્યા "જ્યા સુધી જરાસધ જીવે છે ત્યા સુધી તમારો રાજસૂય યજ્ઞ પાર ઉતરે એમ મને લાગતુ નથી માટે પહેલાં તો જરાસધને મારવો જોઇએ તેણે આજે ૮૪ રાજાઓને નો કેદ કર્યા છે, અને બીજા ૧૬ વધારે કેદ કરે એટલે તે એક પુરુષમેધ યજ્ઞ કરવા માગે છે યુધિષ્ઠિરને જો ધર્મરાજ્ય સ્થાપવુ હોય તો આવા જુલમીઓનો તો ઉચ્છેદ જ કરવો જોઇએ "

શ્રીકૃષ્ણના વચન સાભળીને અર્જુન અને ભીમસેન જરાસધ ઉપર ચડાઈ કરવા તૈયાર થયા. શ્રીકૃષ્ણ પણ તેમની સાથે ગયા આ ત્રણે જણ કુરુ દેશથી નીકળી, અનેક નદીઓને ઓળગતા મગધ તરફ ચાલ્યા. એ ત્રણેય વીરોએ દર્ભ અને વલ્કલ ધારણ કર્યા હતા

શ્રીકૃષ્ણ, અર્જુન તથા ભીમસેન જરાસધના ગિરિવ્રજ પાસે પહોચ્યા એટલે દરવાજેથી અદર ન જતા તેઓ કિલ્લા પાસેના એક બુરજ પાસે ગયા. આ બુરજ ઉપર ત્રણ મોટા નગારા રાખ્યા હતા તેને તોડીને તેઓ બુરજ પાસેના મિનારા પાસે પહોચ્યા, ત્યા જઈ એ મિનારાને

બાહુના પ્રહારથી તોડી પાડયો તથા એ માર્ગે તેમણે નગરમા પ્રવેશ કર્યો

પછી આ ત્રણેય વીરો બજારની શોભા જોતા ચાલ્યા, રસ્તામા માળીઓ પાસેથી પુષ્પની માળાઓ લઇને તેમણે ધારણ કરી પછી વિવિધરંગી વસ્ત્રો તથા કુંડલો ધારણ કરીને તેઓ રાજમહેલ તરફ ગયા ત્યાં રાજમહેલ ાા ત્રણ દરવાજાઓને ઓળગી તેઓ ખુદ રાજા પાસે પહોચ્યા જરાસંધે ઉભા થઇને તેમનો સત્કાર કર્યો અને કહ્યુ "પધારો." પછી શ્રીકૃષ્ણે જરાસંધને કહ્યુ "આ બન્ને જણાને વ્રત છે એટલે મધરાત પહેલા તમારી સાથે તેઓ બોલશે નહિ "

મધરાતે જરાસંધ પાછો તેમની પાસે આવ્યો અને બોલ્યો "સ્નાતક બ્રાહ્મણો પુષ્પમાળા અને અગરાગને ધારણ કરતા નથી તમારા હાથ પર પ્રત્યચાની નિશાનીઓ છે તો તમે સાચેસાચ કોણ છો તે કહો. વળી તમે સીધે રસ્તે ન આવતા મિનારો તોડીને આડે રસ્તે આવ્યા છો. હુ તમારી પૂજા કરવા આવ્યો છુ છતા તમે તે કેમ સ્વીકારતા નથી ?"

જરાસંધના આવા વાક્યો સાભળી શ્રીકૃષ્ણ બોલ્યા "ક્ષત્રિયોનુ બળ તેમના બાહુમાં હોય છે ધીર પુરુષો શત્રુના ઘરમા આડે રસ્તે પ્રવેશ કરે છે કોઇ સજ્જન શત્રુની પૂજા ગ્રહણ કરતો નથી."

શ્રીકૃષ્ણના આવા ગર્ભિત વચન સાંભળીને જરાસંધ બોલ્યો "તમે મારી સાથે વેર બાંધ્યુ તેનુ મને સ્મરણ નથી, મે તમારૂ કાઈ ભૂડુ કર્યું હોય એમ પણ મને સાંભરતુ નથી છતા તમે મને શત્રુ કેમ કહો છો?"

શ્રીકૃષ્ણે જણાવ્યુ "તે આ લોકમા રહેનારા ક્ષત્રિયોને કેદ કર્યા છે એજ તારો મોટો અપરાધ છે તુ તો રાજાઓનુ રુદ્રને બલિદાન આપવા ધારે છે અમે સમર્થ છીએ છતા અધર્મ થતો ન અટકાવીએ તો અમે પાપી થઈએ. અમે દલિતનુ રક્ષણ કરનારા છીએ, માટે તને મારવા આવ્યા છીએ અમે બ્રાહ્મણો નથી હુ શૂરસેનના વશનો કૃષ્ણ છુ અને આ બન્ને ભીમ અર્જુન છે તને હુ યુદ્ધનુ આહ્વાન કરૂ છુ, એટલે કા તો તુ યુદ્ધ કર અને કાં તો બધા રાજાઓને છોડી દે"

શ્રીકૃષ્ણના આવા વચન સાંભળીને જરાસંધ બોલ્યો. "પરાક્રમથી શત્રુઓને વશ કરવા એ જ ચક્રવર્તીનો ધર્મ છે હુ આજે એક પણ રાજાને છોડવાનો નથી હુ એકની સાથે, બેની સાથે કે ત્રણેની સાથે એકી વખતે યુદ્ધ કરવા તૈયાર છુ"

શ્રીકૃષ્ણ બોલ્યા "હે રાજન્! અમારામાથી કોની એકની સાથે યુદ્ધ કરવા તમે ગણ્જી છો?"

મગધરાજ જરાસંધે ભીમની સાથે યુદ્ધ કરવાની ઇચ્છા જણાવી એટલે ભીમ તૈયાર થયો પછી જરાસધ અને ભીમસેનનુ દ્વદ્વયુદ્ધ શરૂ થયુ વિશાળ છાતીવાળા,

મોટી ભુજાવાળા ને લોખંડી પંજાવાળા બન્ને વીરોનું તેર દિવસ સુધી આહાર ને વિશ્રાંતિ વિનાનું અહોનિશ યુદ્ધ ચાલ્યું, અને આખરે જરાસંધ થાક્યો એટલે ભીમે તેને ઉછાળીને ભમાવ્યો અને જમીન પર પછાડી કેડ પર ઢણ મૂકીને વચમાથી ભાગી નાખ્યો પછી ભીમે તેના શરીરના બે ચીર કરી નાખ્યા જરાસંધની મૃત્યુ વખતની ચીસથી મગધસ્ત્રીઓના ગર્ભો ગળી ગયા

આ પ્રમાણે જરાસંધને મારીને આ ત્રણેય વીરો ત્યાંથી બંદીખાને આવ્યા ને રાજાઓને કેદમાથી છોડ્યા પછી આ ત્રણેય ભાઈઓ રથમા બેસીને ગિરિવ્રજમાથી બહાર આવ્યા, જરાસંધના પુત્ર સહદેવનો ગાદી પર અભિષેક કરી શ્રીકૃષ્ણે તેને અભય આપ્યું, અને પછી ઇંદ્રપ્રસ્થ તરફ ચાલી નીકળ્યા.

૩

આ પ્રમાણે રાજસૂય યજ્ઞમાં જે મોટું વિઘ્ન હતું તે દૂર થયું એટલે પાંડવો દિગ્વિજય કરવા નીકળી પડ્યા, અને દિગ્વિજયને અંતે યુધિષ્ઠિરે રાજસૂયની દીક્ષા લીધી. આ યજ્ઞમા દ્વૈપાયન વ્યાસ પોતે બ્રહ્મા થયા હતા ભીષ્મ અને દ્રોણ, સુબલ ને શકુનિ, શલ્ય અને બાહ્લીક, અશ્વત્થામા અને કૃપાચાર્ય, બળરામ અને અનિરુદ્ધ, દ્રુપદ અને જયદ્રથ—આ ઉપરાંત બીજા કેટલાય રાજાઓ રાજસૂય યજ્ઞમાં આવ્યા હતા.

યુધિષ્ઠિરે આ સઘળા લોકોની યોગ્યતા પ્રમાણે જુદા જુદા અધિકારો પર નિમણૂક કરી ભક્ષભોજ્યના અધિકાર પર દુઃશાસન, બ્રાહ્મણોના સ્વાગત પર અશ્વત્થામા, ધર્મવેત્તા વિદુરજી ખર્ચ ખાતા પર, અને દુર્યોધન તમામ ભેટો લેવા પર હતો. શ્રીકૃષ્ણ પોતાની ઇચ્છાથી બ્રાહ્મણોના પગ ધોવાના કામ પર રહ્યા હતા.

ત્યાર પછી સોમયાગને દિવસે ભીષ્મે યુધિષ્ઠિરને કહ્યુ "આ રાજાઓની યથાયોગ્ય પૂજા કરો. આ રાજાઓમા જે શ્રેષ્ઠ હોય તેને પ્રથમ અર્ઘ આપો."

યુધિષ્ઠિરે પૂછ્યું "આપ કોને એકને પ્રથમ અર્ઘ આપવો યોગ્ય ગણો છો?"

આ પ્રશ્નના જવાબમા ભીષ્મ બોલ્યા "આ બધાઓમા શ્રીકૃષ્ણ જ શ્રેષ્ઠ છે એટલે પ્રથમ અર્ઘ તેને આપો." ભીષ્મે આ પ્રમાણે કહ્યુ એટલે તરત જ પ્રતાપી સહદેવે શ્રીકૃષ્ણને પ્રથમ અર્ઘ આપ્યો અને શ્રીકૃષ્ણે એ રીતસર સ્વીકાર્યો

પણ ચેદિરાજ શિશુપાળ આ સહન કરી શક્યો નહિ, અને યુધિષ્ઠિરને તેમ જ શ્રીકૃષ્ણને ઠપકો આપતો બોલ્યો. "આ સભામા કૃષ્ણથી ચડિયાતા અનેક રાજાઓ બેઠા છે છતા તમે કૃષ્ણને અર્ઘ આપીને સૌનુ અપમાન કર્યું છે કૃષ્ણ નથી રાજા, નથી આચાર્ય, નથી ઋષિ, નથી શાસ્ત્રકુશળ. કૃષ્ણ! કુંતીપુત્રોએ બ્હીને તારી પૂજા

કરી હોય તો પણ તુ તેને પાત્ર નથી છતા તે તે અકૃત્ય શા માટે કરી? નપુસકને પરણાવવો એ જેમ નપુસકનુ અપમાન છે, તેમ યોગ્યતા રહિત છતા તારી પૂજા કરી એ તારૂ અપમાન છે મે આ મડળને જોઈ લીધુ "

આમ કહીને શિશુપાળ ઉઠ્યો અને સભામાંથી ચાલી નીકળ્યો. તેને જતો જોઇને યુધિષ્ઠિર ગભરાયા અને તેને શાન્ત કરવા લાગ્યા પણ ભીષ્મે કહ્યુ "એને સમજાવવાની કાંઈ જરૂર નથી આ શિશુપાળ તો મૂઢ છે એટલે એ શ્રીકૃષ્ણને ઓળખતો નથી. છતા જો શિશુપાળ આ પૂજાને યોગ્ય ન ગણતો હોય તો એને ફાવે તે કરી લે."

ભીષ્મે પૂરૂ કર્યું કે તરત જ સહદેવ બોલ્યો. "કેશીને હણનારા શ્રીકૃષ્ણની અમે પૂજા કરી છે આ પૂજાને જે સહન ન કરી શકતો હોય તેના માથા પર હુ પગ મૂકુ છુ "

પણ શિશુપાળ તો લાલચોળ આખ કરીને રાજાઓને કહેવા લાગ્યો. "હુ તમારો સેનાપતિ થાઉં ચાલો આપણે બધા તૈયાર થઇને આ યાદવો અને પાડવોની સામે યુદ્ધ કરીએ "

રાજાઓના આ મહાસાગરને ખળભળેલો જોઇને યુધિષ્ઠિરે ભીષ્મને પૂછ્યુ "પિતામહ! અત્યારે જે કરવા જેવુ હોય તે મને કહો." એટલે ભીષ્મે તેમને કહ્યુ "પાડુપુત્ર! ભય ન પામ. સિંહ સૂતો હોય ત્યા સુધી જ

બધા કૂતરાઓ ભસી શકે છે આ શિશુપાળની બુદ્ધિ નાશ પામી છે આ બોલે છે તે શિશુપાળ નથી બોલતો પણ એનો કાળ બોલે છે એમ સમજ ”

શિશુપાળથી આ સહન ન થયુ એટલે એ વળી બોલ્યો “ઓ ભીષ્મ! આ પ્રમાણે બોલતા તારી જીભના કટકા કેમ નથી થઈ જતા ? આ કૃષ્ણ જેવા ગોવાળિયાની સ્તુતિ કરતા તને શરમ નથી આવતી ? તુ આજે ભાટના જેવા વચનો બોલે છે રાજાઓ! આપણે એકઠા મળીને આ દુષ્ટ ભીષ્મને બાળી મૂકીએ. ”

આ પ્રમાણે વાગયુદ્ધ ચાલતુ હતુ ત્યા એ યુદ્ધને શાત કરતા હોય તેમ શ્રીકૃષ્ણ બોલ્યા “ આ શિશુપાળ મારો સગો છે છતા દુશ્મન છે એના બધા ધધા હુ જાણુ છુ અને તમે પણ જાણો છો આજ સુધી મેં તેના અપરાધોને ક્ષમા આપી છે આજે તમારા સૌના દેખતા હુ તેનો નાશ કરૂ છુ ” એટલુ શ્રીકૃષ્ણ બોલ્યા ત્યા તો સુદર્શન ચક્ર શિશુપાળના ગળા પર ફરી વળ્યુ અને ધડ પરથી માથુ નીચે ઉતર્યું પછી પાડવોએ શિશુપાળનો રીતસર અગ્નિસસ્કાર કર્યો, અને તેના પુત્રનો એ જ ગાદી પર અભિષેક કર્યો

રાજસૂયની સમાપ્તિ થઈ એટલે રાજામહારાજાઓ સૌ પોતપોતાને ઠેકાણે ગયા અને ભીષ્મ, ધૃતરાષ્ટ્ર વગેરે હસ્તિનાપુર ગયા સૌને વળાવીને શ્રીકૃષ્ણ પણ

દ્વારકા જવા નીકળ્યા શ્રીકૃષ્ણને રજા આપતા આપતા યુધિષ્ઠિર ગળગળા થઈ ગયા. "ગોવિંદ! તમારી કૃપાથી હું મહાન્ યજ્ઞ કરી શક્યો છુ."

શ્રીકૃષ્ણે દૂર સુધી વળાવવા આવેલા યુધિષ્ઠિરને પાછા વાળતા કહ્યુ "સાવધાન રહીને નિરંતર પ્રજાનુ પાલન કરો."

શ્રીકૃષ્ણે પોતાનો રથ દ્વારકા તરફ હંકાર્યો અને યુધિષ્ઠિર મહેલ તરફ ગયા. સભામા તો માત્ર બે જ રહ્યા. દુર્યોધન અને શકુનિ.

૪

પછી દુર્યોધને ફરીને તે આખી સભાને ધારી ધારીને જોઇ, અને જેમ જેમ જોતો ગયો તેમ તેમ તેની ઈર્ષ્યા વધતી ગઈ પાંડવોની આ લક્ષ્મી જોઇને તેની ઝેરી આંખમા વધારે ઝેર આવ્યું, અને એ ઝેરનો માર્યો દુર્યોધન શકુનિને કહેવા લાગ્યો. "ઓ મામા! હવે મારે તો મર્યે જ છુટકો છે! આ બધુ મારાથી જોયુ જતુ નથી, તેમ જ આ લોકોનો પરાભવ કરવાની મારામા શક્તિ નથી."

શકુનિએ તેને જરા ધીરજ પાડતા જણાવ્યુ "દુર્યોધન! તારે યુધિષ્ઠિરની અદેખાઈ કરવાની જરૂર નથી. અર્જુન, ભીમસેન વગેરેને યુદ્ધમા જીતી શકાય તેવો કીમિયો મારી પાસે નથી પણ યુધિષ્ઠિરને વશ કરવાનો કીમિયો મારી પાસે છે એને જુગાર બહુ ગમે છે,

અને હુ જુગારના કપટમા એકકો છુ માટે કોઈ ઉપાયે તુ એને જુગાર રમવા ઉતાર તો આપણુ કામ થઈ જાય. ”

આ વાત દુર્યોધનને પસદ પડી એટલે શકુનિએ એ જ વાત ધૃતરાષ્ટ્ર પાસે ઉચ્ચારી ધૃતરાષ્ટ્રે પહેલા તો વિદુરની સલાહથી આવા જુગારને સમતિ ન આપી પણ પાછળથી જ્યારે દુર્યોધન કમોત કરવા જેવુ બોલવા લાગ્યો ત્યારે તેમણે વિદુરને જ ધૃતરાષ્ટ્ર વગેરેને તેડી લાવવા મોકલ્યો.

ધૃતરાષ્ટ્રની આજ્ઞાને માથે ચડાવી વિદુર ઇંદ્રપ્રસ્થ ગયા અને યુધિષ્ઠિરને કહ્યુ “ યુધિષ્ઠિર ! તમારા કાકા અને હસ્તિનાપુરના મહારાજા ધૃતરાષ્ટ્રે તમને કહાવ્યુ છે કે તમારા ભાઈઓની આ સભા તમારા જેવી જ છે તમે અહી આવો અને તમારા ભાઈઓ સાથે દ્યૂત રમો તથા આનદ કરો ”

જુગારનુ આ આમત્રણ યુધિષ્ઠિર પાછુ વાળી ન શકયા, અને બધા હસ્તિનાપુર આવવા નીકળ્યા

પાડવો, કુતી, દ્રૌપદી વગેરે સૌ હસ્તિનાપુર આવ્યા કૌરવોએ તેમનો ઘણા ઠાઠમાઠથી સત્કાર કર્યો પછી પાડવો કૌરવસભામા આવ્યા. કૌરવસભામા ભીષ્મ, દ્રોણ, કૃપાચાર્ય, દુર્યોધન, કર્ણ વગેરે અગાઉથી હાજર જ હતા સભાની વચ્ચોવચ પાસા નાખવા માટે એક વસ્ત્ર પાથર્યું હતુ શકુનિ ત્યા પાસા ખખડાવતો બેઠો હતો.

મહારાજ યુધિષ્ઠિરના મનમાં ભારે ખેંચતાણ ચાલી "જુગાર રમવુ કે ન રમવુ ?" તેમણે જુગારમાં ન ઉતરવા માટે ઘણી મહેનત કરી પણ છેવટે રહી ન શક્યા અને પાસા હાથમા લીધા. દુર્યોધન તરફથી રમનાર તરીકે શકુનિ હાજર હતો.

પછી તો જુગાર ચક્યો અને યુધિષ્ઠિરે દાવમાં પોતાનો મહા મૂલ્યવાળો મણિ મૂક્યો. પાસાના રહસ્યને જાણનારા શકુનિએ બાજી પર પાસા નાખ્યા અને બોલ્યો. " હુ જીત્યો છુ " ત્યાર પછી કુતીપુત્ર યુધિષ્ઠિર અખૂટ ધનભડાર, સહાદન નામનો પોતાનો રાજરથ, એક લાખ દાસીઓ, એક લાખ દાસો, એક હજાર હાથીઓ, એક હજાર રથો, પોતાના ગાધર્વ ઘોડાઓ, સાઠ હજાર પોતાના પસદ કરેલા યોદ્ધાઓ અને સોનાથી ભરેલા ચારસો ચરૂઓ. આ બધાને મહારાજ યુધિષ્ઠિર એક પછી એક દાવમાં મૂકતા ગયા, કપટી શકુનિ એક પછી એક દાવ જીતતો ગયો, અને " હુ જીત્યો છુ " " હુ જીત્યો છુ " એમ કહી રમતો જ ગયો

જુગારને આ પ્રમાણે વેગથી ચાલતો જોઇને વિદુરથી ન રહેવાયુ એટલે તે બોલ્યા. " મહારાજ ધૃતરાષ્ટ્ર ! તમને આ જુગાર ગમે તેવો જણાતો હોય પણ મને તો આમાં આપણો ચોખ્ખો વિનાશ દેખાય છે

તમારો દુર્યોધન જુગારની જીતથી મદમત્ત થયો છે એટલે તેને પોતાના વિનાશની ખબર પડતી નથી તમે તેનો ત્યાગ કરો અને પાંડવોને તમારી પાસે રાખો તો જ કુરુકુળને માટે આશા છે ” વિદુરના આવા વચનો જાણીને દુર્યોધન અંદરથી ખૂબ ચીડાયો અને વિદુરને જ ભાંડવા લાગ્યો. વિદુર બોલ્યા “ દુર્યોધન ! તને પ્રિય લાગે એવા વચનો કહેવાવાળા તો લાખો માણસો પડ્યા છે, પણ તને કડવા વેણ કહેનારો મારા વિના કોઈ નથી મળવાનો રાજાઓને કડવા વચન કહેનાર જ તેમના સાચા મિત્રો છે એટલું યાદ રાખજે ”

જુગાર તો ચાલુ જ હતો વળી યુધિષ્ઠિરે પોતાનું અઢળક ધન, પશુઓ, રાજભૂષણો વગેરેને દાવમા મૂક્યા અને બધાયને હારી ગયા. યુધિષ્ઠિર જેમ જેમ જુગાર રમતા ગયા અને જેમ જેમ હારતા ગયા, તેમ તેમ તેમને જુગારનો કેફ ચડતો ગયો, અને આખરે તો પોતે દાવમા શું મૂકે છે તેનુ પણ તેમને ભાન ન રહ્યુ ! યુધિષ્ઠિર બોલ્યા “આ શ્યામ, યુવાન, સિંહના જેવા ખભાવાળો નકુલ મારૂ ધન છે, તેને હુ દાવમા મૂકુ છુ ”

તરત જ શકુનિ બોલ્યો “ નકુલ તો અમારે તાબે થઈ ગયો. હવે શું મૂકો છો ? ”

પછી તો યુધિષ્ઠિરે સહદેવને, અર્જુનને અને ભીમસેનને દાવમા મૂક્યા અને એ ત્રણે જણા પણ જીતાઈ

ચૂક્યા. હવે દાવમા શું મૂકવુ ? યુધિષ્ઠિર પોતાની જાત સિવાય બધુય હારી ગયા હતા, એટલે છેલ્લે તેમણે પોતાની જાતને ગુમાવી, અને તેને પણ એક ક્ષણમાં ગુમાવી યુધિષ્ઠિર ખાલીખમ થઈ ગયા, પોતાનુ કહી શકે એવુ તમામ ગુમાવી બેઠા

ત્યાં તો શકુનિ બોલ્યો "હજી, તમારે દાવમા મૂકવા જેવી તમારી કૃષ્ણા છે તેને દાવમા મૂકીને તમે ફરી તમારો વિજય કરો "

યુધિષ્ઠિરે કહ્યુ "જે ઉંચી નથી તેમ નીચી નથી, જે સુકલી નથી તેમ અતિ રાતા રગની પણ નથી, તેવી શ્યામ વાંકડિયા કેશવાળી દ્રૌપદીને દાવમા મૂકીને હુ ખેદપૂર્વક તારી સાથે રમુ છુ " યુધિષ્ઠિરના આ વચનો સાંભળ્યા કે સભાજનો ધિક્કાર ધિક્કાર કરવા લાગ્યા, સભા ખળભળી ઉઠી, ને ભીષ્મ દ્રોણ આદિના શરીરમા પરસેવો આવી ગયો વિદુર બે હાથમા માથુ મૂકી બેસી રહ્યા, ત્યારે ધૃતરાષ્ટ્ર મનમાં રાજી થવા લાગ્યા શકુનિએ પાસા પાડીને જણાવ્યુ "યુધિષ્ઠિર ! દ્રૌપદીને પણ અમે જીત્યા છીએ."

યુધિષ્ઠિર જુગાર રમી રહ્યા, અને પોતાનુ સર્વસ્વ નીચોવાઈ ગયુ હોય એમ ઢીલા પડીને બેસી ગયા.

એટલામા દુર્યોધન બોલ્યો. "વિદુર ! આવો અને દ્રૌપદીને તેડી લાવો. દ્રૌપદી અમારા ઘરમા ઝાડુ કાઢે અને એ પાપણી દાસીઓ સાથે નિવાસ કરો "

દુર્યોધનના આ શબ્દોને સાંભળી વિદુર ઉકળી ઉઠ્યા અને બોલ્યા. “ઓ મૂર્ખ! તું શું બકે છે તેનું તને ભાન નથી.” તરત જ દુર્યોધને પ્રતિકામી નામના સારથિને ઉદ્દેશીને કહ્યું “આ વિદુર પાંડવોથી બ્હીએ છે માટે તું જા, અને દ્રૌપદીને લઈ આવ.”

પ્રતિકામી દ્રૌપદી પાસે ગયો, તેને બધી હકીકત જણાવી અને બોલ્યો. “હે યાજ્ઞસેનિ! તમને દુર્યોધને જીત્યા છે માટે ધૃતરાષ્ટ્રને ઘેર કામ કરવા ચાલો.”

દ્રૌપદી બોલ્યા “પ્રતિકામી! તું જા અને જુગારી યુધિષ્ઠિરને પૂછ કે તમે પ્રથમ પોતાના શરીરને હાર્યા છો કે દ્રૌપદીને હાર્યા છો?”

પ્રતિકામીએ સભામા જઇને યુધિષ્ઠિરને દ્રૌપદીનુ વચન જાહેર કર્યું એટલે યુધિષ્ઠિર તો કશું બોલ્યા નહિ, પણ દુર્યોધન બોલ્યો. “હે સૂત! પાંચાલી પોતે અહીં આવીને જ એ પ્રશ્ન પૂછી લે” એટલે પ્રતિકામી પાછો દ્રૌપદી પાસે ગયો અને જણાવ્યું “હે રાજપુત્રિ! તમને સઘળા સભાસદો ત્યા જ બોલાવે છે” પણ દ્રૌપદીએ વળી તેને પાછો વાળ્યો એટલે યુધિષ્ઠિરે દ્રૌપદીને કહાવ્યું “હે પાંચાલી! તું રજસ્વલા છે માટે કેડ પર ગાંઠ વાળીને પહેરેલા વસ્ત્રની સાથે તું સભામા આવીને ઉભી રહે.”

પણ દ્રુપદપુત્રીના કોપના ભયથી પ્રતિકામી ત્યાં જતા અચકાયો અને બેબાકળો ઉભો થઇ રહ્યો, એટલે

દુર્યોધને કહ્યુ "દુ શાસન! આ મૂર્ખ પ્રતિકામી ભીમ-સેનથી ડરે છે માટે તુ જ દ્રૌપદીને પકડીને અહીં લાવ"

દુર્યોધનની આજ્ઞા થતા વેંત જ દુ શાસન સભામાંથી લાલ આંખો કરીને ઉભો થયો અને પાંડવોના મહેલમાં જઇને કહેવા લાગ્યો. "હે પાંચાલી! તુ મારી સાથે આવ. અમે તને જીતી લીધી છે હે કૃષ્ણા! તુ શરમાયા વિના દુર્યોધનને જો તુ કુરુઓની સેવા કર. અમે તને ધર્મથી મેળવી તે માટે તું માન મૂકીને સભામા આવ."

દુ શાસનના આવા વચનો સાભળતા જ દ્રૌપદી ઉઠી અને ધૃતરાષ્ટ્રની સ્ત્રીઓ જ્યા હતી ત્યા દોડી ગઈ દુ શાસન પણ ગર્જના કરતો તેની પાછળ દોડ્યો અને તેના લાબા કાળા નાગ જેવા કેશ પકડ્યા ને તેને જોરથી ખેંચી. આમ દ્રૌપદીને ઘસડતો ઘસડતો તે સભામા લાવ્યો.

ઘસડાતી દ્રાપદી બોલવા લાગી. "હે દુ શાસન! હુ રજસ્વલા છુ; મે એક જ વસ્ત્ર પહેર્યું છે તેથી તારે મને સભામાં લઈ જવી ન જોઇએ."

પણ દુ શાસન એને શા માટે ગાંઠે? એ તો મદોન્મત્ત થઇને બોલ્યો. "તુ રજસ્વલા હોય, તે એક વસ્ત્ર પહેર્યું હોય કે કાંઈ પણ ન પહેર્યું હોય તેથી શું થઈ ગયુ? તુ અમારી દાસી બની છુ અને દાસીને માટે વસ્ત્ર તો ફાવે તેવુ હોઈ શકે છે"

આમ કહીને દુ શાસને વળી દ્રૌપદીને ફરીથી જોર

વાર હચમચાવી. દ્રૌપદીના કેશ વિખરાઇ ગયા, તેના વસ્ત્રનો ઉપલો છેડો સરી પડ્યો. એટલે તે બોલી "હે દુઃશાસન! તુ મને નવસ્ત્રી ન કર રાજપુત્ર પાડવો તારો આ અધર્મ સહન કરશે નહિ મહારાજ યુધિષ્ઠિર નિત્ય ધર્મમા રહેલા છે તુ આ વૃદ્ધોની દેખતા મને રજસ્વલાને એચે છે અને કોઇ તને વારતુ નથી એટલે મને લાગે છે કે ભરતવંશીઓનો ધર્મ લોપ પામ્યો છે! તારા આવા ઉગ્ર અધર્મને પણ કોઇ ધ્યાનમા લેતુ નથી એટલે મને લાગે છે કે કુરુઓ હવે ધર્મને પરવારી બેઠા."

દ્રૌપદીને આવી દશામા જોઇને પાડવો અત્યત દુખી થયા પણ દુઃશાસન તો ખડખડ ટ હસતો હસતો તેને 'દાસી, દાસી' એમ જ કહેવા લાગ્યો કર્ણે દુઃશાસનના વખાણ કર્યા અને શકુનિએ પણ તેને અભિનદન આપ્યું પણ સભામા બેઠેલા બીજા સભાસદોને બહુ દુખ થયું એવામા ભીષ્મ બોલ્યા "હે દ્રૌપદી! હુ તમારા પ્રશ્નનુ યથાર્થ વિવેચન કરી શકતો નથી યુધિષ્ઠિર કોઈ પણ દિવસ ધર્મનો ત્યાગ કરે એવા નથી. એક રીતે જોતા તુ અજિત છુ પણ તારા પ્રશ્નનો ઉત્તર હુ આપી શકતો નથી, કારણ કે ધર્મની ગતિ અતિ સૂક્ષ્મ છે"

દ્રૌપદી જરા સ્વસ્થ થતા બોલી. "મહારાજ યુધિષ્ઠિરે પોતે પોતાને હારી ગયા પછી મને શા માટે દાવમા

દુર્યોધને કહ્યુ "દુ શાસન! આ મૂર્ખ પ્રતિકામી ભીમ સેનથી ડરે છે માટે તુ જ દ્રૌપદીને પકડીને અહીં લાવ"

દુર્યોધનની આજ્ઞા થતા વેત દુઃશાસન સભામાંથી લાલ આંખો કરીને ઉભો થયો અને પાંડવોના મહેલમા જઈને કહેવા લાગ્યો. "હે પાંચાલી! તુ મારી સાથે આવ. અમે તને જીતી લીધી છે હે કૃષ્ણા! તુ શરમાયા વિના દુર્યોધનને જો. તુ કુરુઓની સેવા કર અમે તને ધર્મથી મેળવી તે માટે તું માન મૂકીને સભામા આવ."

દુ શાસનના આવા વચનો સાભળતા જ દ્રૌપદી ઉઠી અને ધૃતરાષ્ટ્રની સ્ત્રીઓ જ્યા હતી ત્યાં દોડી ગઈ દુ શાસન પણ ગર્જના કરતો તેની પાછળ દોડ્યો અને તેના લાંબા કાળા નાગ જેવા કેશ પકડ્યા ને તેને જોરથી ખેંચી. આમ દ્રૌપદીને ઘસડતો ઘસડતો તે સભામાં લાવ્યો.

ઘસડાતી દ્રૌપદી બોલવા લાગી "હે દુ શાસન! હું રજસ્વલા છુ; મે એક જ વસ્ત્ર પહેર્યું છે તેથી તારે મને સભામા લઈ જવી ન જોઈએ."

પણ દુ શાસન એને શા માટે ગાંઠે? એ તો મદોન્મત્ત થઈને બોલ્યો. "તુ રજસ્વલા હોય, તે એક વસ્ત્ર પહેર્યું હોય કે કાંઈ પણ ન પહેર્યું હોય તેથી શું થઈ ગયુ ? તુ અમારી દાસી બની છુ અને દાસીને માટે વસ્ત્ર તો ફાવે તેવુ હોઈ શકે છે"

આમ કહીને દુ શાસને વળી દ્રૌપદીને ફરીથી એ

વાર હચમચાવી. દ્રૌપદીના કેશ વિખરાઇ ગયા, તેના વસ્રનો ઉપલો છેડા સરી પડ્યો એટલે તે બોલી "હે દુઃશાસન! તુ મને નવસ્રી ન કર ગજપુત્ર પાડવો તારો આ અધર્મ સહન કરશે નહિ મહારાજ યુધિષ્ઠિર નિત્ય ધર્મમા રહેલા છે તુ આ વૃદ્ધોની દેખતા મને રજસ્વલાને ખેચે છે અને કોઇ તને વારતુ નથી એટલે મને લાગે છે કે ભરતવશીઓનો ધર્મ લોપ પામ્યો છે! તારા આવા ઉગ્ર અધર્મને પણ કોઇ ધ્યાનમા લેતુ નથી એટલે મને લાગે છે કે કુરુઓ હવે ધર્મને પરવારી બેઠા."

દ્રૌપદીને આવી દશામા જોઇને પાડવો અત્યત દુખી થયા પણ દુઃશાસન તો ખડખડાટ હસતો હસતો તેને 'દાસી, દાસી' એમ જ કહેવા લાગ્યો કર્ણે દુઃશાસનના વખાણ કર્યા અને શકુનિએ પણ તેને અભિનદન આપ્યું પણ સભામા બેઠેલા બીજા સભાસદોને બહુ દુઃખ થયું એવામા ભીષ્મ બોલ્યા. "હે દ્રૌપદી! હુ તમારા પ્રશ્નનુ યથાર્થ વિવેચન કરી શકતો નથી યુધિષ્ઠિર કોઈ પણ દિવસ ધર્મનો ત્યાગ કરે એવા નથી એક રીતે જોતા તુ અજિત છુ પણ તારા પ્રશ્નનો ઉત્તર હુ આપી શકતો નથી, કારણ કે ધર્મની ગતિ અતિ સૂક્ષ્મ છે"

દ્રૌપદી જરા સ્વસ્થ થતા બોલી. "મહારાજ યુધિષ્ઠિરે પોતે પોતાને હારી ગયા પછી મને શા માટે દાવમા

ભૂમી ? આ સભામા વડીલોના પ્રભુ એવા કૌરવો બેઠા છે તે બધા મારા પ્રશ્નનો યથાર્થ ઉત્તર આપે."

દરમ્યાન દ્રૌપદીની આવી દીન દશા જોઈને ભીમસેનને અત્યંત ક્રોધ થયો, અને યુધિષ્ઠિરને દ્રૌપદીની આવી સ્થિતિ કરવા માટે કડવા વેણ સંભળાવતો, સંભળાવતો યુધિષ્ઠિરે જે હાથે પાસા નાખ્યા તે હાથને સુદ્ધાંત બાળી નાખવા તે તૈયાર થયો; અર્જુને તેને વાર્યો અને શાંત પાડ્યો

દરમ્યાન દુર્યોધનનો નાનો ભાઈ વિકર્ણ સભામા ઉભો થયો અને બોલ્યો "હે રાજાઓ! દ્રૌપદીના પ્રશ્નનો યોગ્ય ઉત્તર આપો. ભીષ્મ અને દ્રોણ બન્ને વૃદ્ધો હોવા છતા આનો જવાબ આપતા નથી તે યોગ્ય નથી. મારા માનવા પ્રમાણે આ દ્રૌપદીને કૌરવોએ જીતી નથી"

વિકર્ણના વચનો સાભળીને કેટલાક તેના વખાણ કરવા લાગ્યા અને સભામા મોટો કોલાહલ થઈ રહ્યો પણ એટલામા કર્ણ ગાજી ઉઠ્યો. "હે વિકર્ણ! આ સભાની વચ્ચે બાળક હોવા છતા તું વૃદ્ધ જેવું બોલે છે તું ધર્મને યથાર્થ જાણતો નથી તેથી જ દ્રૌપદીને ન જીતાયેલી માને છે વળી આ દ્રૌપદીને આ સભામા એક વસ્ત્રથી આણી છે તેમા તારે ચિંતા કરવાની નથી. દ્રૌપદીને તો પાંચ પતિઓ છે એટલે એ તો વારાંગના ગણાય; અને વારાંગના માટે એક વસ્ત્ર હોય કે તે વિવસ્ત્ર હોય તેનો વિચાર

કરવાની જરૂર નથી દુઃશાસન! આ વિકર્ણ તો મૂર્ખ છે હવે તુ પાંડવોના અને આ દ્રૌપદીના વસ્ત્રો ઉતારી લે."

આ સાંભળીને પાંડવોએ પોતપોતાના ઉત્તરીય વસ્ત્રોને કાઢી સભામાં ફેંક્યા, અને દુઃશાસન દ્રૌપદીના વસ્ત્રને પકડીને ખેંચવા માડ્યો હજાર હાથીના બળવાળો દુઃશાસન દ્રૌપદીના વસ્ત્રને ખેંચવા લાગ્યો અને સતી દ્રૌપદીએ પોતાના સતના બળથી વસ્ત્રની ગાઠને પકડી રાખી દુઃશાસને ઘણી ઘણી મહેનત કરી પણ છેવટે તે થાકીને બેસી ગયો. એટલામા ભીમસેનની આખ ફાટી. તે બોલ્યો. "હે રાજાઓ! આ પાપી દુઃશાસનની છાતીને બલાત્કારથી ચીરીને હુ તેનુ લોહી ન પીઉં તો મને મારા પૂર્વજોની ગતિ ન મળો."

રોમાંચો ઉભા કરી નાખે એવી ભીમની આ પ્રતિજ્ઞા સાંભળીને વિદુર બોલ્યા. "હે સભાસદો! આજે આ સભામા ધર્મ પીડાય છે તેનો ખ્યાલ કરો તમે સૌ આ સતીના પ્રશ્નનો યથાર્થ ઉત્તર આપો."

એટલામા કર્ણ બોલ્યો. "દુઃશાસન! આ દ્રૌપદીને આપણે ઘેર લઈ જા"

ફરી દુઃશાસન દ્રૌપદીને ખેંચવા લાગ્યો એટલે તે બોલી. "આ દુઃશાસને મને ખેંચી ખેંચીને વિહ્વળ કરી મૂકી છે મને ઘરમા પૂર્વે વાયુ અને સૂર્ય પણ જોઈ શક્યા નથી તે આજે તમારી વચ્ચે એકવસ્ત્ર ઉભી છુ હુ

ભીષ્મની અને કુરુઓની પુત્રવધૂ છું હું પાંડવોની પત્ની, ધૃષ્ટદ્યુમ્નની બહેન અને શ્રીકૃષ્ણની સખી છતાં આ દુઃશાસન મને પીડા કરે છે અને તમે સૌ જોઈ રહ્યા છો, તેથી મને લાગે છે કે કાળ ફરી ગયો છે અને કુરુઓનો વિનાશ નજીકમાં છે તમે મારા પ્રશ્નનો ઉત્તર આપો."

"સતી દ્રૌપદી!" ભીષ્મ બોલ્યા. "તને જવાબ આપવો બહુ કઠણ છે હું જીતાઈ છું કે નહિ તે કહેવાને તો એક યુધિષ્ઠિર જ યોગ્ય છે, એ જ સૂક્ષ્મ ધર્મને જાણનાર છે"

એટલે તો દુર્યોધન પણ બોલ્યો. "બરાબર છે. યુધિષ્ઠિર પોતે જે નિર્ણય આપે તે સૌને કબૂલ છે. યુધિષ્ઠિર! આ તમારા ચારે ભાઈઓ અને દ્રૌપદી તમારા નિર્ણયની રાહ જુએ છે માટે તમે ન્યાય આપો" આ પ્રમાણે કહેતા કહેતાં તેણે પોતાના જમણા પગની જાંઘને ઉઘાડી કરીને દ્રૌપદીને દેખાડી, એટલે લાલચોળ આંખો કરતો ભીમ બોલ્યો. "દુર્યોધન! તારી આ જાંઘને ગદાથી ભાગી ન નાખું તો હું ભીમ નહિ."

દરમ્યાન રાજાઓ બધા મૂઢની માફક એકબીજાની સામું જોવા લાગ્યા, અને આખી સભામાં ઉકળાટ થઈ રહ્યો સૌને એમ જ લાગ્યું કે હમણાં જ સતીના શાપથી શુનું શું થઈ જશે ધૃતરાષ્ટ્રને આ વાતની ખબર પડી એટલે આવીને તે કહેવા લાગ્યો "હે દુર્યોધન! તારું

મોત આવ્યુ છે ” પછી ધૃતરાષ્ટ્રે દ્રૌપદીને કહ્યુ “બેટા! તારી ઇચ્છામા આવે તે વર તુ માગી લે. તુ મારી પુત્રવધૂઓમા શ્રેષ્ઠ છો ”

ધૃતરાષ્ટ્રના આ વચન સાભળીને દ્રૌપદી બોલી. “જો તમે મને વર આપતા હો તો મારા યુધિષ્ઠિરને દાસપણામાથી મુક્ત કરો. ભીમ, અર્જુન, નકુળ અને સહદેવ એમને પણ દાસપણામાથી મુક્ત કરો. એથી વધારે હુ કશુય માગતી નથી ”

ધૃતરાષ્ટ્રે કહ્યુ “તથાસ્તુ!”

ત્યાર પછી છૂટા થયેલા પાંચે પાંડવો કાકા ધૃતરાષ્ટ્ર પાસે હાથ જોડીને ઉભા રહ્યા એટલે ધૃતરાષ્ટ્રે કહ્યુ “તમારૂ કલ્યાણ થાઓ. તમે ખુશીથી ઇંદ્રપ્રસ્થ જાઓ અને પ્રજાનુ પાલન કરો. તમે દુર્યોધનની કઠોરતાને મનમા લાવશો નહિ ”

પછી યુધિષ્ઠિર પોતાના ભાઇઓને તથા દ્રૌપદીને લઇને ઇંદ્રપ્રસ્થ તરફ ચાલ્યા.

પાડવો આ પ્રમાણે પોતાના હાથમાથી છટકી ગયા એ ચડાળ ચોકડીને જરાય ગમ્યુ નહિ એ ચારેય જણા ફરીથી ધૃતરાષ્ટ્ર પાસે ગયા અને યુધિષ્ઠિરને ફરીથી જુગાર રમવા બોલાવવાની ગોઠવણ કરી. દુર્યોધનની માગણીને ધૃતરાષ્ટ્રે વળી પાછી સ્વીકારી અને પાડવોને રસ્તાના મધ્યમાથી જ જુગાર માટે પાછા બોલાવ્યા.

મહારાજ યુધિષ્ઠિર ફરીથી પણ જુગારના આમંત્રણને નકારી ન શક્યા એટલે પાછા આવ્યા, અને જુગારમા ફરીથી હાર્યા આ વખતના દાવમાં ધન વગેરે કશુ મૂકવામાં આવ્યુ ન હતુ આ વખતે તો શરત એવી હતી કે જે પક્ષ હારે તે બાર વર્ષ વનમાં નિવાસ કરે અને તેરમુ વર્ષ અજ્ઞાતવાસ કરે. અજ્ઞાતવાસમા જો પકડાઈ જાય તો બીજા બાર વર્ષ વનવાસનાં.

આ શરત પ્રમાણે પાંડવો અને દ્રૌપદીએ વનવાસ સ્વીકાર્યો અને વૃદ્ધોની રજા લઈને તેઓ વનવાસમાં ચાલી નીકળ્યાં.

પુત્રોને અને પુત્રવધૂને વનવાસમા વિદાય કરતા કુંતી રડી પડ્યાં અને દુખિત હૃદયે પાછાં ફર્યા

પાંડવો વનમાં રહ્યા ત્યાં સુધી કુંતી માતા હસ્તિ-નાપુરમા જ રહ્યા.



# વનપર્વ

## ૧

પાંડવો વનવાસમા જવા નીકળ્યા ત્યારે હસ્તિનાપુરના લોકો પણ તેમની પાછળ ચાલ્યા તેઓ પાછળ જઈને યુધિષ્ઠિરને કહેવા લાગ્યા "કૌરવોએ તમને અધર્મથી જીત્યા છે ત્યારથી અમે ઉદ્વેગ પામ્યા છીએ તમે જ્યા જશો ત્યા તમારી પાછળ અમે આવશું દુષ્ટ રાજાના દેશમાં અમે રહેવા માગતા જ નથી"

નગરવાસીઓના આવા વચનો સાભળીને યુધિષ્ઠિરે જણાવ્યુ "તમે લોકો અમારા પર વિશ્વાસ રાખીને આ

બોલો છો તે અમારા સદ્ભાગ્ય છે તમે ઘણે દૂર સુધી આવ્યા છો હવે અહીંથી પાછા વળો. મે વિશ્વાસથી તમને પિતામહ, વિદુરજી વગેરે સગાઓને સોપ્યા છે તેમના તરફ સ્નેહબુદ્ધિ રાખજો."

આ પ્રમાણે કહીને મહારાજ યુધિષ્ઠિરે આ લોકોને તેમની ઇચ્છા વિરુદ્ધ પાછા વાળ્યા અને ગગા નદીને કાંઠે પ્રમાણુ વડ આગળ પહેલી રાત પસાર કરી. આ વખતે કેટલાય અગ્નિહોત્રી બ્રાહ્મણો પાંડવો ઉપરના પોતાના સ્નેહથી ત્યા આવી પહોચ્યા, અને આખી રાત વનવાસની જ તત્ત્વચર્ચામા ગાળી

બીજે દિવસે સવારે પાડવો આગળ જવા તૈયાર થયા એટલે આ બ્રાહ્મણો તેમની પાસે આવીને ઉભા અને કહેવા લાગ્યા. "અમે તમારી સાથે જ આવવાના છીએ તમારે અમારો ત્યાગ કરવો ન ઘટે અમારા આહારની ચિંતા પણ તમારે ન કરવી. એ ગોઠવણ અમે પોતે કરશુ અને તમારી સાથે રહીને આનદ કરશુ " આ પ્રમાણે બ્રાહ્મણોના આગ્રહપૂર્વક વચનો સાંભળીને રાજા યુધિષ્ઠિરે ધૌમ્યની સલાહ લીધી અને પછી તેમને પોતાની સાથે આવવાની રજા આપી.

૨

પાડવો ગયા પછી એક વાર મહારાજ ધૃતરાષ્ટ્રને મનમાં ઉકળાટ થવા લાગ્યો એટલે તેમણે વિદુરજીને

બોલાવ્યા, અને કહ્યુ "હે વિદુર! તારી બુદ્ધિ શુદ્ધ છે તને મારા પુત્રો તરફ તેમ જ પાડવો તરફ સમભાવ છે, માટે પૂછુ છુ નગરના લોકો હવે દુર્યોધન તરફ પ્રીતિથી જોતા થાય તેવુ કરવાની ખાસ જરૂર છે આ મારા પુત્રો શુ કરે તો પાડવો તેમને જડમૂળમાથી ઉખેડી ન શકે તે મને કહે"

ધૃતરાષ્ટ્રે આ પ્રમાણે પૂછ્યુ એટલે વિદુરે જવાબ વાળ્યો. "મહારાજ! તમારા પુત્રોએ પાડવોને કપટથી જીત્યા છે હજી તમે પાંડવોને આ સઘળુ ગયુ છે તે પાછુ આપી દો તો તમારા પુત્રો નાશમાથી બચી જશે જો આ પ્રમાણે તમે નહિ કરો તો ભીમ અને અર્જુન તમારા આખા વશને ઉખેડી નાખવાના છે એ યાદ રાખજો મે તો દુર્યોધન જન્મ્યો તે દિવસે પણ તમને કહ્યુ હતુ કે એનો ત્યાગ કરો દુર્યોધન રાજી થઈને આ પ્રમાણે કરે તો ઠીક છે, નહિતર બધાના હિતની ખાતર તેને કેદ કરો, અને ગાદી પરથી અજાતશત્રુ યુધિષ્ઠિર જ પૃથ્વીનુ શાસન કરે એવી ગોઠવણ કરો. મહારાજ! આમ કરવાથી જ તમે કૃતાર્થ થશો"

વિદુરના આ વચનો સાંભળીને ધૃતરાષ્ટ્રનુ દિલ ઉકળી આવ્યુ અને તે બોલ્યો "વિદુર! દુર્યોધનને બંધનમા નાખવો અને યુધિષ્ઠિરને રાજ્ય આપવુ, આ પ્રકારનુ તુ બોલે છે તેથી આજે મને ચોક્કસ લાગે છે કે તુ

એવી જ મુરાદ રાખતો હતો; અને એ મુરાદને બ
લાવવા માટે પાડવોને વનમાં કેમ હણી શકાય તેના
વિચારો કર્યા કરતો હતો

૩

દરમ્યાન પાડવો કામ્યક વનમા આગળ ચાલ
ત્યા રસ્તામાં કિર્મિર નામનો રાક્ષસ તેમનો મા
રોધીને ઉભો હતો. કિર્મિરને દૂરથી ઉભેલો જોઈ
દ્રૌપદી ત્રાસ પામી ગઈ, અને પોતાના નેત્રો મીચી
અને જો પાડવોએ તેને ઝાલી લીધી ન હોત તો
મૂર્છાને લીધે હેઠળ પડી જાત.

કિર્મિરને રસ્તા વચ્ચે ઉભેલો જોઈને યુધિષ્ઠિરે તે
પૂછ્યુ "તું કોણ છે? કોનો પુત્ર છે?" તરત જ કિર્મિ
જવાબ વાળ્યો. "હું બકનો ભાઈ છુ મારૂ નામ કિર્મિ
છે આ વનમા નચિંત થઈને હુ રહુ છુ અને મનુષ્ય
આવે તેમને મારીને તેમનો આહાર કરૂ છુ તમ
બધાને મારીને તમારો પણ આહાર કરીશ."

કિર્મિરના આવા વચન સાભળીને યુધિષ્
બોલ્યા. "હુ કોણ છુ-તેની તને ખબર નહિ હોય
મારૂ નામ યુધિષ્ઠિર. મારા ભીમ, અર્જુન વગેરે ભાઈ
ઓને લઈને હુ અહીં તારા વનમા રહેવા આવ્યો છુ."

આ સાભળીને કિર્મિર રાજી થતો બોલ્યો

"બહુ સારૂ થયુ, બહુ સારૂ થયુ ! મારા ભાઇ બકને મારનાર આ ભીમડાને હુ ઘણા વખતથી શોધુ છુ પણ એ જડતો ન હતો આ ભીમડે વનમા રહેતા મારા મિત્ર હિડિંબને પણ મારી નાખ્યો હતો અને હિડિંબાનુ હરણ કર્યું હતુ આજે રાક્ષસકુળના કટક રૂપ આ ભીમસેનનો હુ નાશ કરીશ."

કિર્મીર આ પ્રમાણે બોલે છે બોલે છે ત્યા તો ભીમ અને અર્જુન તૈયાર થઇ ગયા; અને ભીમે તો કિર્મીર પર વૃક્ષનો ઘા કર્યો અને ભીમ કિર્મીરનુ તુમુલ યુદ્ધ શરૂ થયુ ચોમાસામા લીલુ ઘાસ ચરીને માતેલા બે આખલા એકબીજા સાથે માથા અફાળવી લડે તેમ આ બન્ને લડવા લાગ્યા. પણ છેવટે કિર્મીર થાક્યો એટલે ભીમે તેને ચક્કર ફેરવીને પછાડ્યો, તેની કેડ પર ઢીચણ મૂકીને તેનુ ગળુ દબાવ્યુ એટલે તેના અગો બધા શિથિલ થઈ ગયા, અને તેના ડોળા ફાટી ગયા. આ પ્રમાણે તે વનને રાક્ષસના ત્રાસથી મુક્ત કરીને પાડવોએ દ્રૌપદી સાથે તે વનમા વાસ કર્યો

પાડવોના વનવાસના સમાચાર સાભળીને શ્રીકૃષ્ણ, ધૃષ્ટદ્યુમ્ન, ધૃષ્ટકેતુ વગેરે તેમને મળવા માટે વનમા આવ્યા. આવા આપ્તજનો પાસે હૈયાનો ખાળેલો વેગ ફૂટી પડે છે તેમ દ્રૌપદી બોલ્યા. "હે કેશવ ! હુ પાડવોની ભાર્યા, હુ ધૃષ્ટદ્યુમ્નની બહેન, હુ શ્રીકૃષ્ણની સખી,

મને કોઇથી સભામાં કેમ ઘસડી શકાય? હુ રજસ્વલા હતી, રુધિરથી ખરડાયેલી હતી, મારા અંગ પર એક જ વસ્ત્ર હતુ, દુખને લીધે હુ ધ્રુજતી હતી. છતાં મને સભામાં ઘસડી આણી! હુ તો ભીષ્મની કુલવધૂ અને દ્રુપદની પુત્રી તમે સૌ જીવતા હો, મારો વીરો જીવતો હોય, મારા પતિઓ જીવતા હોય અને મારી આ દશા થાય તો તમને સૌને ધિક્કાર છે! દુષ્ટ દુર્યોધને આ પાંડવોને અને કુતી માતાને દુ ખ દેવામા બાકી રાખી નથી"

આમ બોલતી દ્રૌપદી રડવા લાગી. એટલે શ્રીકૃષ્ણ બોલ્યા. "પાંચાલી! આજે જેમ તુ રુદન કરે છે તેમજ એ દુષ્ટોની સ્ત્રીઓ એક દિવસ રુદન કરશે હુ તને સત્ય પ્રતિજ્ઞાથી કહુ છુ કે તુ રાજાઓની રાણી થઇશ."

ધૃષ્ટદ્યુમ્ને પણ શ્રીકૃષ્ણના વચનોને અનુમોદન આપ્યું એટલે દ્રૌપદી શાત થઈ ત્યાર પછી શ્રીકૃષ્ણ દ્વારકા ગયા અને બીજા આપ્તજનો પોતપોતાને દેશ ગયા

પછી પાડવો દ્વૈત વનમા રહેવા ગયા. પાડવો દ્વૈત વનમા રહેતા હતા તે દરમ્યાન વખતોવખત માર્કડેય, બકદાલ્ભ્ય વગેરે ઋષિમુનિઓ તેમને ત્યાં આવીને અનેક જાતની કથાઓ કહેતા, અને વનવાસમાં પણ પાડવોનું મન આનદમા રહે એવી ગોઠવણ કરતા. પાડવો આ દ્વૈત વનમા વસ્યા તે દરમ્યાન નવરાશને વખતે પાંડવો અને દ્રૌપદી અદર અદર પણ જુગારની, વનવાસની,

કૌરવોના છળની, પાંડવોની નીતિની, યુધિષ્ઠિરની ક્ષમાની અને ભીમ તથા દ્રૌપદીના ઉગ્ર ઉપાયોની ચર્ચાઓ કરતા આવી ચર્ચાઓમા મુખ્યત્વે ભીમ અને દ્રૌપદી પરાક્રમથી કૌરવોનુ નિકંદન કરવાની સલાહ આપતા ત્યારે યુધિષ્ઠિર મહારાજ ક્ષમા અને ધર્મને વળગી રહેવાથી જ પરિણામે વિજય છે એમ આગ્રહથી કહેતા.

દરમ્યાન અવારનવાર આવતા ઋષિમુનિઓની સલાહથી પાંડવોએ એમ નક્કી કર્યું કે અર્જુને વનવાસનો સમય એમ ને એમ ગાળી ન નાખતા ઉત્તર તરફ રહેતા મહાન્ આચાર્યો પાસેથી શ્રેષ્ઠ વિદ્યા મેળવવામા વાપરવો.

જ્યારે પાંડવો ફરીથી દ્વૈત વનમાથી કામ્યક વનમા આવ્યા ત્યારે યુધિષ્ઠિર અર્જુનને કહેવા લાગ્યા. "હે અર્જુન! તુ ઉત્તર દિશામા જા, અને ત્યા ઇંદ્ર પાસેથી, પશુપતિ પાસેથી, લોકપાલો પાસેથી, એમ આ લોકના અનેક આચાર્યો પાસેથી ઉત્તમ અસ્ત્રવિદ્યાને મેળવ "

## ૪

પછી યુધિષ્ઠિર તથા ભીમને પ્રણામ કરીને તથા દ્રૌપદીની શુભેચ્છાઓ લઇને અર્જુન ઉત્તર તરફ જવા નીકળ્યો. ચાલતાં ચાલતા અર્જુન ભયંકર કાંટાવાળા એક વનમા આવી પહોંચ્યો. આ વન હિમાલયના શિખર પર આવેલુ હતુ આ સ્થાને અર્જુને ઉગ્ર તપશ્ચર્યા આદરી.

આ સ્થાને એક વાર પશુપતિ શંકર ભીલનો વેશ લઈને આવી ચડ્યા અર્જુનની પાસે એક મોટો વરાહ ચરતો હતો અને અર્જુનને મારવાની ચેષ્ટા કરતો હતો. આ વરાહને મારવા માટે અર્જુને ગાંડીવ ઉપાડ્યું ત્યાં શંકરે કહ્યુ "આ વરાહને મારવાનો મે નિશ્ચય કર્યો છે માટે તું એને મારીશ નહિ." પણ અર્જુને શંકરના વચનને ન ગણકારતા વરાહ પર પ્રહાર કર્યો અને વરાહ મરી ગયો. શંકરના બાણો પણ એ જ વખતે વરાહના દેહ પર પડ્યા. એટલે અર્જુને શંકરને પૂછ્યુ "તુ કોણ છે? આ ઘોર વનમા તને ભય લાગતો નથી? મારા શિકારને તે કેમ વીંધ્યો? તેં આજે મારી સામે જે વ્યવહાર ચલાવ્યો છે તે મૃગયાનો ધર્મ નથી."

અર્જુનનાં આવા વચન સાંભળીને ભીલ વેશમા શંકર બોલ્યા. "હે વીર! તારે મારા માટે ધાસ્તી રાખવી નહિ. અમે તો જંગલના જ પશુઓ કહેવાઇએ, પણ તુ તો સુકુમાર છે, છતા તુ શા માટે વનમાં આવ્યો છે?"

અર્જુને જવાબ વાળ્યો "હુ ગાંડીવધારી છુ આ વરાહને મે મારા બાણોથી માર્યો છે"

તરત જ ભીલ બોલી ઉઠ્યો. "મારા જ બાણોથી એ વરાહ પડ્યો છે તુ મિથ્યા અહંકારી છે હુ તારા પર પણ વજ્રના જેવાં બાણો છોડુ છુ"

ભીલના આવા વચનથી અર્જુનને ક્રોધ ચડ્યો અને

તે બાણો સાધવા લાગ્યો અર્જુને તો ભીલના શરીર પર બાણોની વૃષ્ટિ કરવા માડી પણ ભીલે તે બધા હસતે મુખે ઝીલ્યા એટલે અર્જુનને આશ્ચર્ય થયુ છતાયે અર્જુને તો બાણો છોડયે રાખ્યા, અને આખરે તેના બધા બાણો સુદ્ધાત ખૂટી પડ્યા. પછી તો તે ધનુષની અણીથી લડવા લાગ્યો પણ શકરે તો તેનુ ધનુષ જ ખૂચવી લીધુ પછી અર્જુન તરવાર લઇને કૂદ્યો અને ભીલના માથા પર ઘા કર્યો પણ ત્યા તો એ તરવારના જ બે કટકા થઈ ગયા! પછી તો ભીલે અર્જુનને મૂઠીઓ મારીને દબાવી દીધો અને પૃથ્વી પર પાડી નાખ્યો ત્યાર પછી અર્જુનના આ પરાક્રમથી પ્રસન્ન થઇને ભીલે તેને કહ્યુ "હે અર્જુન! હુ પોતે જ પશુપતિ છુ આજે તારી પરીક્ષા કરવા માટે જ આવ્યો છુ તારા શૌર્યથી અને ધૈર્યથી હુ પ્રસન્ન થયો છુ હુ તને પ્રીતિથી અમોઘ એવુ મારૂ પાશુપતાસ્ત્ર આપુ છુ આ અસ્ત્રને તારે સામાન્ય મનુષ્યો પર મૂકવુ નહિ." ત્યાર પછી પશુપતિએ અર્જુનને તેનુ ગાડીવ અને ભાથો પાછા આપ્યા અને પોતાને સ્થાને જતા રહ્યા.

ત્યાર પછી તો વરુણદેવ, અગ્નિ, કુબેર, યમરાજા વગેરે લોકપાલો ત્યા અર્જુનને મળ્યા અને પોતપોતાના દિવ્ય અસ્ત્રો આપીને ચાલતા થયા. પણ ઇંદ્રે તો અર્જુનને પોતાના લોકમા આવવાનુ આમન્ત્રણ આપ્યુ અને "હુ તને મારા અસ્ત્રો ત્યા આપીશ" એમ જણાવ્યુ

ઇંદ્રે ત્યાર પછી અર્જુનને તેડવા માટે પોતાનો રથ મોકલ્યો. એ રથમા બેસીને અર્જુન ઇંદ્રલોકમા પહોચ્યો. ઇંદ્રલોકમા ઇંદ્રે અર્જુનને પોતાની સભા દેખાડી, ગંધર્વ ચિત્રસેન સાથે તેની મૈત્રી કરાવી, અને ચિત્રસેન પાસેથી અર્જુન થોડી ઘણી નૃત્ય, વાદન વગેરે વિદ્યા પણ શીખ્યો.

ઇંદ્રલોકમા એક વખત અર્જુનના આવાસમા ઉર્વશી નામની અપ્સરા આવી ચડી ઉર્વશીએ અર્જુનને જણાવ્યું “ હે અર્જુન ! તમે આ લોકમા આવ્યા ત્યારે તમારા માનમા મોટો ઉત્સવ થયો હતો અને તેમાં અમે બધી અપ્સરાઓ નૃત્ય કરતી હતી તે વખતે બધી અપ્સરાઓ ત્યા નૃત્ય કરતી હતી છતાં તમારી આખ એક મારા તરફ જ મડાઈ હતી, તેથી ઇંદ્રે મને કહેવરાવ્યુ છે કે ‘ હે ઉર્વશી ! તુ અર્જુનનો સમાગમ કર ’ ઇંદ્રની અને ચિત્રસેનની આજ્ઞાથી હુ તમારી પાસે આવી છુ ”

ઉર્વશીના આવા વચનો સાભળીને અર્જુન તે લજ્જાઈ ગયો અને બોલ્યો. “ તુ તો મારી માતા સમાન છે; જેવી મારી માતા કુતી તેવી તુ આવા સબંધમા ઉલટો વિચાર કરવો તને યોગ્ય નથી. તુ તો મારા વડીલની પણ પૂજ્ય છે તુ જા. હુ તારા ચરણમા માથુ મૂકીને તને નમન કરૂ છુ તારે મારૂ પુત્રની માફક રક્ષણ કરવુ જોઇએ.” અર્જુનનાં આવા વચનો સાભળી ઉર્વશીને ક્રોધ થયો અને ક્રોધમા ને ક્રોધમા ન કહેવાનું

વચનો કહીને ચાલી ગઇ ઉર્વશીએ અર્જુનના સવિસ્તર સમાચાર ઇંદ્રને આપ્યા, ત્યારે ઇંદ્ર ખૂબ જ પ્રસન્ન થયા અને અર્જુનને કહ્યુ "અર્જુન! આજે કુતીની કૂખ તે ઉજાળી ધૈર્ય વડે તે ઋષિઓને પણ જીત્યા છે ઉર્વશીએ તને જે કઠવા વેણ કહ્યા છે તે તને શણગાર રૂપ છે" ઇંદ્રના આ અભિનદનથી અર્જુનને પણ સતોષ થયો

આ પ્રમાણે અર્જુન ઇંદ્રલોકમા પાચ વર્ષ રહ્યો

૫

અર્જુનને ઉત્તર તરફ વળાવ્યા પછી પાડવોને વન વાસ વધારે અકારો થઈ પડ્યો. અર્જુન વિના તેમનુ મન હમેશા ઉદ્વેગમા રહ્યા કરતુ દરમ્યાન યુધિષ્ઠિર મહારાજ અને દ્રૌપદી શોકમા બેઠા હતા ત્યા બૃહદશ્વ મુનિ ત્યા આવી ચડ્યા, અને આખા આર્યાવર્તમા પ્રસિદ્ધ એવી નળદમયતીની કથા અને તેમના દુ ખો વગેરેનુ સવિસ્તર વર્ણન કહી સભળાવ્યુ, આથી તેમને થોડીક શાતિ થઇ પણ તેમનુ મન આ વનમાથી ઉઠી ગયુ હતુ એટલે તેઓએ તીર્થયાત્રાએ જવાનો વિચાર કર્યો, અને લોમશ ઋષિની સાથે યાત્રાએ ઉપડ્યા

આ યાત્રા દરમ્યાન પાડવો ભારત વર્ષના નાના મોટા અનેક તીર્થોમા ફર્યા અને તે તે તીર્થોને અતે નાની મોટી

અનેક કથાઓ તેમના જાણવામાં આવી જેથી તેમના મનનું ભારે સમાધાન થયું આ યાત્રા દરમ્યાન લોમશ ઋષિએ તેમને અગસ્ત્યનું આખ્યાન સંભળાવ્યું, દધીચિ ઋષિના દેહત્યાગની વાત કરી, કાલેય દૈત્યોનાં કાળાં કર્મો વર્ણવ્યાં, વિંધ્યાચળ પર્વતની અને સમુદ્રની વાત કરી, સગરના પુત્રોની અને ગંગાવતરણની આખી કથા કહી સંભળાવી, ઋષ્યશૃંગનો આખો ઇતિહાસ કહી બતાવ્યો, પરશુરામનાં ઉગ્ર કર્મો વિસ્તારથી કહ્યાં, ચ્યવન અને સુકન્યાનું ચરિત વર્ણવ્યું, માધાતા, ઉશીનર રાજા, અષ્ટાવક્ર વગેરેનાં ચરિતો પણ સંભળાવ્યાં અને આખીયે તીર્થયાત્રાને આવાં આવાં અનેક આખ્યાનો તથા ઉપાખ્યાનોથી મનોહર કરી દીધી. આ યાત્રાને અંતે પાંડવો ગંધમાદન પર્વત પર રહેવા ગયા અને ત્યાં અર્જુનના આવવાની રાહ જોતા બેઠા

એટલામાં અર્જુન ઇંદ્રલોકમાંથી પાછો આવ્યો અને પોતાના ભાઈઓને મળ્યો. અર્જુનને પાછો આવેલો જોઈને પાંડવોના અને દ્રૌપદીના હર્ષનો પાર ન રહ્યો. અર્જુને પોતાના ભાઈઓને તથા દ્રૌપદીને શંકરની અને ઇંદ્રની તેમ જ ઉર્વશીની બધી વાત કરી.

ત્યાર પછી પાંડવો ગંધમાદન પર્વત પરથી ઉતરીને પાછા દ્વૈતવનમાં આવ્યા. રસ્તામાં એક વાર ભીમસેન વનમાં રખડતો રખડતો એક મોટા અજગરના મોઢામાં જઈ

પક્ડ્યો, અને તેના મોઢામાથી છૂટવાનો ઘણો પ્રયત્ન કર્યો છતા છૂટી શક્યો નહિ એટલે ભીમે કહ્યુ "હે અજગર! તુ કોણ છે? તુ મને શુ કરવા ધારે છે? દશ હજાર હાથીના બળવાળો હુ આજે તારે વશ થયો છુ"

અજગરે જવાબ આપ્યો. "હે ભીમ! મને તુ સાધારણ સર્પ ન સમજતો. હુ પૂર્વનો નહુષ રાજા છુ અને અગસ્ત્યના શાપથી આ દશાને પામ્યો છુ"

આ પ્રમાણે ભીમ અને અજગર વાતો કરે છે એટલામા તો યુધિષ્ઠિર ત્યા આવી ચડ્યા અને અજગરને કહેવા લાગ્યા. "હે ભાઈ! તુ અમારા ભાઇને છોડી દે. અમે તને બીજો આહાર લાવી દઇએ."

યુધિષ્ઠિરના આ વચન સાભળીને અજગર બોલ્યો "ભાઇ! મારે ઘેર ત્રણ લોકનુ ઐશ્વર્ય હતુ તેના મદથી હુ છકી ગયો. એક વાર બ્રાહ્મણો મારી પાલખી ઉપાડવા લાગ્યા મે બ્રાહ્મણોનુ બહુ અપમાન કર્યું તેથી મારી આ દશા થઈ છે હુ તારા ભાઇને છોડીશ નહિ હા, હુ જે પ્રશ્નો પૂછુ તેના ઉત્તરો આપીશ તો હુ તેને છોડીશ."

ત્યાર પછી અજગરે યુધિષ્ઠિરને બ્રાહ્મણત્વના, વેદના, જાતિના અને વર્ણના એમ ઘણા પ્રશ્નો પૂછ્યા. તે સર્વના યુધિષ્ઠિરે સતોષકારક જવાબો આપ્યા એટલે અજગર ખુશ થઇ ગયો અને ભીમસેનને છોડી મૂક્યો.

ત્યાર પછી પાડવો વસતા હતા ત્યા એક વાર માર્કંડેય ઋષિ ફરી આવી ચડ્યા અને વામદેવની,' શિબિની, વૃષદર્ભની, ધર્મવ્યાધની, કાર્તિકેયની, સાવિત્રીની અને એવી એવી ઘણીય પુરાણોની કથાઓ યુધિષ્ઠિરને કહી સભળાવી એટલે તેમના મન પરનો ભાર થોડે ઓછો થયો.

૬

આ પ્રમાણે વનમા વસતાં પાડવોને લગભગ અગિયાર વર્ષ વીતી ગયા પાડવો વનમા વસે છે ત્યા પણ તેમને મજા છે, તેમની પાસે અનેક બ્રાહ્મણો અને ઋષિમુનિઓ આવે જાય છે, તેમને અન્ન વગેરેની તકલીફ પડતી નથી એટલુ જ નહિ પણ ઉલટા તેમને નવા નવા અસ્ત્રો પણ મળતા જાય છે, એવા સમાચાર સાભળી દુર્યોધન ચિતામા પડ્યો; અને પાડવો વનમા વધારે દુખી કેમ થાય તે વિચારવા લાગ્યો.

શકુનિની ચડાળ ચોકડીએ ધૃતરાષ્ટ્ર મહારાજાને આડુઅવળુ સમજાવીને કૌરવો બધા વનમાં વિહાર કરવા માટે જાય એવી મજુરી લીધી; અને દુર્યોધન પણ ત્યા જશે તો ધર્માત્મા પાડવો તેને ટટ્ટુ કરશે નહિ એવી તેને ધીરજ આપી. દુર્યોધનનો વિચાર તો આ પ્રમાણે પાંડવોના વનમાં જઈને તેમને દીન દશામાં જોઈ પોતાની આખને ઠારવાનો હતો. આ

પ્રદેશ એટલો બધો રળિયામણો હતો કે દુર્યોધનને દ્વૈત વનના સરોવર પર ક્રીડા કરવાનો વિચાર થઈ આવ્યો એટલે તે બધી સ્ત્રીઓ સાથે ત્યા પહોચ્યો, પણ રસ્તામા જ ગધર્વોએ તેને રોક્યો. આથી દુર્યોધને ચીડાઇને ગધર્વોને હાકી કાઢવાની આજ્ઞા કરી આથી ગધર્વો વધારે ગુસ્સે થયા અને જોતજોતામા કર્ણ, શકુનિ, દુશાસન બધાય ગધર્વોની સાથે યુદ્ધમાં ઉતરી પડ્યા. ગધર્વોએ કર્ણના રથના તલ તલ જેવડા કટકા કરી નાખ્યા અને કર્ણને નસાડ્યો, તેમ જ દુર્યોધનને જીવતો પકડી લીધો, કેટલાકે દુશાસનને કેદ કર્યો અને રાણીઓને કેદ કરી દુર્યોધનનુ લશ્કર તો ક્યારનુ નાસવા લાગી ગયુ હતુ દુર્યોધનના સૈનિકો નાસતા નાસતા યુધિષ્ઠિરના આશ્રમ પાસે પહોચ્યા અને ત્યા જઇને કહ્યુ "હે ધર્મરાજા! આ ગધર્વો દુર્યોધન રાજાને હરીને લઈ જાય છે આપ દુર્યોધનને બચાવો "

દુર્યોધનના સૈનિકોના આવા વચનો સાભળીને ભીમસેન બોલ્યો. "અમારે જે કામ કરવાનુ છે તે કામ આજે ગધર્વો કરે છે તે સારી વાત છે "

ભીમસેન આ પ્રમાણે બોલતો હતો તેને યુધિષ્ઠિરે વાર્યો અને કહ્યુ "આવા કઠોર વચનનો આ સમય નથી ભીમસેન! સગાઓમા ફાટફૂટ થાય તો પણ કુલ ધર્મ નાશ પામવો ન જોઈએ. ગધર્વોએ કૌરવસ્ત્રીઓને

પકડીને ખરૂ જોતા આપણું જ અપમાન કર્યું છે માટે તમે ઉઠો અને આ સર્વને છોડાવો."

ધર્મરાજાની આજ્ઞા થતા ભીમ અને અર્જુન ઉપડ્યા અને ગંધર્વોનો પરાજય કર્યો ગંધર્વરાજ ચિત્રસેને કહ્યુ "મહાબાહુ અર્જુન ! આ કૌરવો તમારા ઉપહાસ કરવા અહી આવ્યા હતા તેથી જ આ દુરાત્માને મે બાંધ્યો છે" પણ અર્જુને કહ્યુ "મિત્ર ચિત્રસેન! મહારાજ યુધિષ્ઠિરની આજ્ઞા છે માટે તેને છોડી મૂક"

ચિત્રસેન ગંધર્વ દુર્યોધન જેવા પાપીને છોડવા બહુ રાજી ન હતો એટલે બધા યુધિષ્ઠિર પાસે ગયા અને ત્યા યુધિષ્ઠિરની આજ્ઞાથી સર્વને છૂટા કર્યા ત્યાર પછી યુધિષ્ઠિરને પ્રણામ કરીને દુર્યોધન તત્કાલ રવાના થઈ ગયો, અને હસ્તિનાપુર આવી બધો વૃત્તાંત કર્ણ વગેરેને, કહી સંભળાવ્યો આ બનાવથી દુર્યોધનના મનમાં તો એમ જ થઈ ગયુ કે હવે મારે જીવવાનુ કશુય પ્રયોજન જ નથી પણ દુ શાસન, કર્ણ, શકુનિ વગેરેએ તેને ઘણુ ઘણુ સમજાવ્યો અને પાંડવોને વધારે દુ ખી કરવાના બીજા નવા માર્ગો દેખાડી તેને ઉત્સાહમા આણ્યો.

૭

એક વાર દુર્યોધને દુર્વાસા નામના એક મહા ક્રોધી મુનિને યુધિષ્ઠિર મહારાજના મહેમાન થવા વિનતિ

કરી, અને દુર્વાસાએ દુર્યોધનની આ વિનતિ સ્વીકારી પણ ખરી. દુર્વાસાનો ક્રોધ જગવિખ્યાત હતો. પોતાનુ ધાર્યું જરાક ન થાય તો ગમે તેને ભસ્મ કરી નાખતાં દુર્વાસાને વાર ન લાગતી. દુર્યોધનના મનમા એમ હતુ કે આ દુર્વાસા કવખતે પાડવોના મહેમાન થશે અને તેમને જમાડવાનુ સાધન પાડવો પાસે હશે નહિ, તેથી તરત જ તે પાડવોને શાપ આપશે.

દુર્વાસા તો કામ્યક વનમા પાડવોના આશ્રમમા ગયા અને "भवति, भिक्षां देहि।" કરીને ઉભા રહ્યા. દ્રૌપદીએ તરત જ તેમનો સત્કાર કર્યો અને નમ્રતાથી કહ્યુ "મહારાજ પધારો." ત્યાર પછી ભોજન પહેલા સ્નાન કરવા માટે દુર્વાસા નદીએ ગયા. આ તરફ દ્રૌપદી તેમના ભોજનની ચિતામા પડ્યા અને આફતમાથી બચવા માટે પ્રભુસ્મરણ કરવા લાગ્યા. બન્યું એવું કે દુર્વાસા ઋષિ જેમ ખાસે ધરાયા હોય અને જમવાની રુચિ જ ન હોય, તેમ નદીએથી પરબાર્યા જ પાછા ઉપડી ગયા એ રીતે પાડવો દુર્વાસાના શાપમાથી ઉગરી ગયા.

૮

એક વાર રાજા જયદ્રથ કામ્યક વનમા થઇને પસાર થતો હતો જયદ્રથ દુર્યોધનની બેન દુશલાનો પતિ અને સિધુ દેશનો રાજા. તે બીજુ લગ્ન કરવા માટે

શાલ્વ દેશ તરફ જતો હતો રસ્તામા કામ્યક વનમા આશ્રમના દરવાજામાં ઉભેલી દ્રૌપદીને તેણે જોઈ અને તેનુ મન વિહ્વળ થયુ તરત જ તેણે પોતાની સેનાને ઉભી રાખી અને કોટિકાસ્ય નામના પોતાના મિત્ર રાજાને તપાસ કરવા મોકલ્યો. પાંડવો બધા આ વખતે મૃગયા કરવા બહાર ગયા હતા તેથી આશ્રમમા દ્રૌપદી અને તેની દાસી પાત્રેયિકા બે જ હતા. કોટિકાસ્યે આશ્રમમાં આવીને દ્રૌપદીને પૂછ્યુ "તમે કોણ છો! આ નિર્જન વનમા કેમ આવ્યાં છો ? આ પેલો સોનાના રથમા બેઠો છે તે સિંધુનો રાજા જયદ્રથ છે તેની પાછળ છ હજાર હાથીઓ, ઘોડાઓ તથા પાલખીઓ ચાલે છે"

કોટિકાસ્યના વચન સાભળીને દ્રૌપદી બોલી. "હુ દ્રુપદરાજાની પુત્રી કૃષ્ણા છુ અને પાચ પાંડવોની પત્ની છું મારા પતિઓ મૃગયા કરવા ગયા છે હવે તો તેમને પાછા આવવાનો પણ વખત થઈ ગયો છે તમે વાહનો છોડીને અહી ઉતરો, અને અમારી મહેમાનગીરી સ્વીકારો પછી જ જજો. ધર્મપુત્ર યુધિષ્ઠિર તમને જોઇને બહુ રાજી થશે."

કોટિકાસ્યે જઇને જયદ્રથને બધી હકીકત સમજાવી ત્યારે તેના મનમા વધારે વાસના જાગી એટલે લશ્કરને એક તરફ રાખી એ પોતે જ આશ્રમમા આવ્યો. જયદ્રથ આવ્યો એટલે દ્રૌપદીએ તેની પાસે

સત્કાર અર્થે જળ ધર્યું અને નાસ્તા માટે વિવેક કર્યો પણ જયદ્રથને આ બધુ નકામુ હતુ તેનુ મન કામ-વાસનાથી ઘેરાઇ ગયુ હતુ એટલે એ તો બોલવા લાગ્યો "હે દ્રૌપદી! હવે તુ આવ અને મારા રથમા બેસ હવે પાંડવોને વળગી રહેવામા માલ નથી પાંડવો કાયમને માટે રાજ્યથી ભ્રષ્ટ થયા છે એમ સમજ માટે તેમને છોડીને તુ મારી સ્ત્રી થા "

જયદ્રથના આવા આવા હૃદયને કંપાવી નાખે તેવા વચનો સાભળીને દ્રૌપદીને મનમા તો ચાટી ગઈ, પણ પાંડવો આવે ત્યા સુધી કોઈ રીતે વખત કાઢી નાખવો એમ વિચારીને તેણે જયદ્રથની સાથે મોટી મોટી વાતો શરૂ કરી, તેને ડરાવ્યો, શરમાવ્યો, ભમાવ્યો, પણ જયદ્રથ તો તેને પકડવાની તૈયારી કરવા લાગ્યો.

દ્રૌપદી બોલી ઉઠી "મને અડકશો ના." અને તરત જ તેણે ધૌમ્યને સાદ કર્યો

પણ ત્યા તો જયદ્રથે તેના ઓઢણાનો પાલવ પકડ્યો અને તેને ખેંચીને પોતાના રથમા બેસાડી દીધી ધૌમ્યે જયદ્રથને ઘણુ ઘણુ કહ્યુ પણ જયદ્રથે તો દ્રૌપદીને ઘસડીને રથમા બેસાડી દીધી એટલે ધૌમ્ય કકળતા કકળતા રથની પાછળ ચાલ્યા.

આ બાજુ આશ્રમમા પાત્રેચિકા હૈયાફાટ રડવા લાગી એટલામા પાંડવો મૃગયા કરીને પાછા આવ્યા,

અને રડવાનું કારણ પૂછવા પાત્રેચિકાએ બધી હકીકત જણાવી એટલે પાંડવો એકદમ જયદ્રથની પાછળ દોડ્યા અને જયદ્રથને હાંઠ મારવા લાગ્યા

પોતાની પાછળ પાંડવો આવે છે એ સાંભળીને જ જયદ્રથના તો હાજા ગગડી ગયા. પાંડવોએ દૂરથી જ સૈન્યનો કચ્ચરઘાણ વાળવા માડ્યો; અને તેમાય ભીમ અને અર્જુન તો સૂકા ઘાસમા જેમ અગ્નિ પડે તેમ તૂટી પડ્યા. લશ્કરને આ પ્રમાણે નાશ પામતુ જોઇને જયદ્રથ ભયભીત થયો અને દ્રૌપદીને ધીરેથી પોતાના રથમાંથી ધૌમ્ય પાસે ઉતારી મૂકી, રથને છાનોમાનો સૈન્યની બહાર હાંકી ગયો. ભીમસેન તો જયદ્રથને જ શોધતો હતો, ત્યાં તેને ખબર પડી કે એ દુષ્ટ તો નાસી ગયો છે એટલે ભીમ અને અર્જુન લશ્કરને પડતુ મૂકીને તેની પાછળ દોડ્યા પણ ધર્માત્મા યુધિષ્ઠિરે ભીમસેનને કહ્યુ "ભીમ ! જયદ્રથ ગમે તેવો તો પણ આપણી બેન દુશલાનો પતિ છે અને સતી ગાંધારીનો જમાઈ છે એનો વધ કરીશ નહિ."

યુધિષ્ઠિરના આવા ક્ષમાના વાક્યો સાંભળીને દ્રૌપદીને ક્રોધ ચડ્યો અને તે બોલી "આવા પાપીનો તો વધ જ કરવો ઘટે."

આ પ્રમાણે જુદા જુદા વિચારોને સાંભળતા ભીમ અને અર્જુન જયદ્રથની પાછળ ગયા અને યુધિષ્ઠિર દ્રૌપદીને

અને ધૌમ્યને લઇને આશ્રમમા ગયા

ભીમ અને અર્જુને જયદ્રથના ઘોડાઓને મારી નાખ્યા, એટલે તે પગપાળો થઇને નાઠો પણ ભીમે તેને પકડ્યો, અને તેના માથા પર પ્રહાર કરવા લાગ્યો. આ વખતે અર્જુને ભીમને કહ્યુ "ભીમ! ધર્મરાજાએ આપણને કહ્યુ છે તે યાદ છે કે?" પણ ભીમે અર્જુનને ન ગણુકારતા જયદ્રથના માથા પર પાચ પટ્ટા પાડ્યા અને જયદ્રથને કહ્યુ "તુ જીવવાને લાયક નથી જ છતા હે મૂઢ! તારે જીવવાની ઇચ્છા હોય તો 'હુ તમારો દાસ છુ' એમ તારે ભરસભામા કહેવુ પડશે. તારા માટે જીવવાનો આ એક જ ઉપાય છે"

એમ કહી ભીમસેન જયદ્રથને બાધી રથમા લાલી આશ્રમમા લાવ્યો. જયદ્રથને આ દશામા જોઇને દયાળુ યુધિષ્ઠિર બોલ્યા "ભીમસેન! આને છોડી મૂકો."

એટલે ભીમે કહ્યુ "આ દુષ્ટ પાડવોનો દાસ થયો છે એમ તમે દ્રૌપદીને જણાવો"

પણ યુધિષ્ઠિર દુઃખી થઇને બોલ્યા. "અરે ભાઈ! આને છોડ તો ખરો" સાથે સાથે દ્રૌપદી પણ બોલી "આ રાજાનો દાસ છે, અને તમે તેના માથા પર પાચ પટ્ટા કાઢ્યા છે તો હવે એને છોડી મૂકો."

આ સાભળીને ભીમે તેને છૂટો કર્યો એટલે તે યુધિષ્ઠિરની પાસે જઇને બેઠો. પછી યુધિષ્ઠિરે એને કહ્યુ

"જા, ફરીથી આવુ કામ કરીશ નહિ તારી બુદ્ધિ ધર્મમા વૃદ્ધિ પામો તુ સુખેથી જ્યા જવુ હોય ત્યા જા "

આ પ્રમાણે યુધિષ્ઠિરે કહ્યુ એટલે જયદ્રથ ત્યાથી બહાર નીકળ્યો અને પોતાના બાકી રહેલા સૈન્યને લઇને પોતાને માર્ગે ગયો.

એમ કહેવાય છે કે આ પરાભવ પછી જયદ્રથે શંકર પાસેથી પાડવોનો પણ પરાજય કરી શકે એવા અસ્ત્રો તપ કરીને મેળવ્યા.

આ પ્રમાણે વનવાસના બાર વર્ષ પાડવોના પૂરા થવા આવ્યા, એટલે તેરમા વર્ષના ગુપ્તવાસનો તેઓ વિચાર કરવા લાગ્યા



# વિરાટપર્વ

૧

ત્યાર પછી પાંચ પાડવો અને દ્રોપદી અજ્ઞાતવાસનો વિચાર કરવા બેઠાં અને ઘણા વિચારને અતે મત્સ્ય દેશના રાજા વિરાટના નગરમા વસવુ એમ તેમણે નિર્ણય કર્યો પાંડવો અને દ્રૌપદી વિરાટના નગરમા પહોંચ્યા ત્યારે પહેલાં નગરની બહાર સ્મશાનની પાસે એક ખીજડાનુ ઝાડ હતુ તેના પર પોતાના બધા શસ્ત્રાસ્ત્રોને ટાગ્યા અને કોઇ તેને અડે નહિ એટલા માટે તેની પાસે એક મુડદાને પણ ટાગ્યુ

પછી પાડવો વિરાટના નગરમા દાખલ થયા. સૌથી પહેલા યુધિષ્ઠિર મહારાજ બ્રાહ્મણના વેશે વિરાટની સભામા દાખલ થયા આવા અજાણ્યા પણ તેજસ્વી પુરુષને આવતા જોઇને વિરાટે તેમનો સત્કાર કર્યો અને તેમના નામઠામ પૂછ્યા યુધિષ્ઠિરે કહ્યુ "હુ દ્વિજ છુ મારૂ સર્વસ્વ નાશ પામ્યુ છે એટલે હુ આજીવિકાને માટે તમારી પાસે આવ્યો છુ મારૂ નામ કક છે હુ તમારી પાસે રહીશ ને તમારી આજ્ઞા પ્રમાણે વર્તીશ."

વિરાટ રાજાએ કહ્યુ "ભલે."

ત્યાર પછી ભીમસેન સભામા દાખલ થયો. તેણે હાથમા કડછી, તાવેથો અને છરો રાખ્યાં હતા. ભીમ આવીને રાજાને કહેવા લાગ્યો. "હુ બલ્લવ નામનો રસોયો છુ શાક, ભાત, ભજીયા વગેરે ઉત્તમ વાનીઓ હુ કરી જાણુ છુ મને આપ રસોડા પર રાખી શકો છો. પૂર્વે મારા હાથના પદાર્થો યુધિષ્ઠિર મહારાજે સ્વાદથી ખાધા છે"

ભીમનાં આવા વચન સાભળીને વિરાટે બલ્લવને રસોડાનો ઉપરી નીમ્યો. ત્યાર બાદ દ્રૌપદી રાણી સુદેષ્ણા પાસે પહોંચી અને બોલી "હુ સૈરંધ્રી છુ અને આજીવિકા માટે અહીં આવી છુ જે મને દાસી તરીકે રાખે તેનુ કામ કરવા હુ રાજી છુ"

પણ દ્રૌપદીને નખથી શિખા સુધી નિહાળીને

રાણી બોલી. "તુ ભલે દાસી થવા માટે આવી હોય પણ તારૂ રૂપ તો એવુ છે કે બીજી હજારોને દાસી તરીકે રાખ જો ને, આ બગિચાના ઝાડો પણ જાણે તને નમતા હોય એમ લાગે છે તને મારી પાસે રાખવા હુ ખુશી છુ પણ મને ભય છે કે રાજા વિરાટ તને જોયા પછી મારો ત્યાગ કરશે તને રાખવાથી મારો જ વિનાશ થાય એ બીકથી હુ તને રાખી શકતી નથી "

સુદેષ્ણાના આવા વચન સાભળીને વળી દ્રૌપદી બોલી " હે રાણી! પાચ જુવાન ગધર્વો મારા ધણી છે તેથી કોઈ મને શિયળથી ડગાવી શકે તેમ નથી મારા પતિઓ ગુપ્ત રહીને નિરતર મારૂ રક્ષણ કરે છે " દ્રૌપદીએ આ પ્રમાણે કહ્યુ એટલે વિરાટની રાણીએ તેને પોતાની દાસી તરીકે રાખી

ત્યાર પછી સહદેવ અને નકુળ ગાયોના અને ઘોડાઓના પરીક્ષકો તરીકે રાજા પાસે ખડા થયા અને રાજાએ તેમને ગોશાળા પર તથા અશ્વશાળા પર ઉપરી તરીકે નીમ્યા.

પછી અર્જુન સ્ત્રીના વેશે દાખલ થયો તેના હાથમા શખના બલોયા તથા સોનાના કડા હતા તેણે આવીને વિરાટરાજાને કહ્યુ "હુ ગાઈ શકુ છુ, નાચી શકુ છુ અને વાજાઓ વગાડી શકુ છુ વળી

મને રાજકુમારી પાસે રાખો તો હુ તેને શીખવીશ. મારૂ નામ 'બૃહન્નલા છે " અર્જુનનુ આવુ કહેવુ સાભળીને વિરાટે અર્જુનને પણ પોતાની પુત્રીને નૃત્યકળા વગેરે શીખવવા માટે રાખ્યો

આ રીતે પાચે પાડવો અને છઠ્ઠી દ્રૌપદી વિરાટ રાજાના નગરમા રહ્યા, અને કોઈ જાણે નહિ એમ વર્તવા લાગ્યા.

૨

એક વાર મત્સ્ય દેશમા બ્રહ્મોત્સવ નિમિત્તે દેશ દેશાવરમાથી મલ્લો એકઠા થયા, તેમા જીમૂત નામનો એક મલ્લ પણ આવ્યો હતો. જીમૂત એટલો બધો જબરો હતો કે કોઈ મલ્લ તેની સાથે કુસ્તીમા જીત્યો નહિ ત્યારે વિરાટ રાજાએ બલ્લવને તેની સાથે કુસ્તી કરવાની આજ્ઞા કરી. જીમૂત અને ભીમનુ આ મલ્લયુદ્ધ ભારે પ્રચડ હતુ મદોન્મત્ત હાથીનુ કેસરીસિહ સાથે યુદ્ધ થાય તેવુ આ યુદ્ધમાં ભીમે જીમૂતને ભમાવીને મારી નાખ્યો છતા છતા થઈ જવાની બીકથી ભીમ અને અર્જુન પોતાના બળને બહુ સતાડી રાખતા હતા.

એ જ પ્રમાણે સુદેષ્ણાનો ભાઈ કીચક દ્રૌપદીને બહુ ત્રાસ આપ્યા કરતો હતો અને કામાધ બનીને લાજ લેવાનો પ્રયત્ન કરતો હતો તેને પણ એક વાર ભીમે મારી નાખ્યો, અને તેના ભાઇઓની પણ વલે કરી.

કીચકના મૃત્યુથી લોકોમાં ધાક પેસી ગઈ અને રાજા પણ થથરી ગયો, અને સૈરંધ્રીને રાખવાથી જ આ બધુ શૂળ ઉભુ થયુ છે એમ માની તેને રજા આપવાની તૈયારી કરવા લાગ્યો પણ સૈરંધ્રીએ જણાવ્યું "હવે માત્ર તેર દિવસ મને રહેવા દો પછી મારા ગંધર્વ પતિઓ મને લઈ જશે અને તમને સુખ આપશે."

૩

પાડવો જ્યારે વિરાટ નગરમા આ પ્રમાણે દિવસોને વ્યતીત કરતા હતા ત્યારે હસ્તિનાપુરમા કૌરવો તેમને શોધી કાઢવાના મોટા પ્રયાસો કરતા હતા દુર્યોધને પાંડવો ક્યા છે તેની તપાસ કરવા માટે ચારે દિશામા કુશળ માણસોને મોકલી દીધા હતા; આ માણસો મુનિઓના આશ્રમોમા, રાજનગરોમા, તીર્થોમા, ખાણોમા, પર્વતો પર, ગુફાઓમા, જંગલમા, રણોમાં વગેરે અનેક નાના મોટા સ્થાનોમાં તપાસ કરી અંતે નિષ્ફળ થઇને પાછા આવ્યા આથી કૌરવો બધા એકઠા મળીને પાડવોને શી રીતે શોધી કાઢવા તેનો ફરીથી વિચાર કરવા લાગ્યા

એવામા દૂતોની એક મંડળીએ આવીને સમાચાર આપ્યા. "પાંડવોનો પત્તો મેળવવા અમે ઘણા ફાંફા માર્યા પણ પત્તો લાગતો જ નથી. અમે પાડવોના

પગલા શોધતા શોધતા ફર્યા છીએ, અમે રથના ચીલાઓની પણ તપાસ કરી છે અને અમને જણાયુ છે કે પાડવો સર્વથા નાશ પામ્યા છે માત્ર અમારે કાને એક વાત આવી છે તે તમને જાહેર કરીએ છીએ. વિરાટ રાજાના નગરમા જીમૂત નામનો મલ્લ જે કોઈથી મરે તેવો ન હતો તે મર્યો છે, તેમ જ વિરાટનો સાળો કીચક તેને કોઈ ગંધર્વોએ રાતોરાત મારી નાખ્યો છે આ બે હકીકતો અમારી પાસે આવી છે તેથી આપને જે યોગ્ય લાગે તે વિચાર કરો."

આ સમાચાર પરથી કૌરવોને લાગ્યુ કે કદાચ પાડવો મત્સ્ય દેશમા હોય જો પાંડવો તેરમુ વર્ષ પૂરૂ થયા પહેલા છતા થઈ જાય તો તેમને બીજા બાર વર્ષ મોકલી શકાય એવા વિચારથી દુર્યોધન વગેરેએ નક્કી કર્યું કે " આપણે એકી સાથે બે દિશાએથી વિરાટ પર હલ્લો કરવો. જો પાડવો ત્યા હશે તો જણાયા વિના નહિ રહે, અને નહિ હોય તો તે અવશ્ય મરી ગયા હોવા જોઈએ. " આ વિચારથી દુર્યોધને પોતાના મિત્ર ત્રિગર્તરાજને દક્ષિણ દિશાએથી વિરાટ પર હલ્લો કરવાનું જણાવ્યુ અને પોતે ઉત્તર તરફથી હલ્લો કરવા તૈયાર થયો. ત્રિગર્તરાજ સુશર્માએ પોતાના સૈન્યને લઈને હલ્લો કર્યો અને યુદ્ધમા વિરાટ રાજાને કેદ કર્યો પાંડવો આ સહન કરી શક્યા નહિ એટલે યુધિષ્ઠિરે ભીમને

કહ્યું "ભીમસેન! તારા સાહસને કાબુમા રાખ. બીજા લોકો તને ઓળખી કાઢે નહિ એવી રીતે આપણે રાજાને છોડાવવો જોઇએ આપણે જીવતા હોઇએ અને આપણો ધણી પકડાય એ કેમ બને?" આ સાંભળીને ભીમસેન સુશર્માની પાછળ દોડ્યો અને તેની ગળચી પકડીને તેને યુધિષ્ઠિર પાસે લાવ્યો એટલે યુધિષ્ઠિરે તેને ક્ષમા આપી અને વિરાટ રાજા આ પ્રમાણે મુક્ત થયા.

ત્રિગર્તરાજનુ આ યુદ્ધ હજી પૂરૂ થયુ નથી અને પાંડવો સહિત વિરાટ રાજા હજી ત્યાં જ પડાવ નાખીને પડ્યા છે ત્યાં પાછળથી કૌરવોએ ઉત્તર તરફથી હલ્લો કર્યો

વિરાટનો કુંવર ઉત્તર પોતાના મહેલમાં રમતો હતો ત્યા નગરના ગોવાળો ધા નાખતા પહોંચ્યા. "મહારાજ! બચાવો, બચાવો. અમારી ગાયોને આ દુશ્મનો હાંકી જાય છે"

આ પ્રમાણે ગોવાળોની ચીસ સાંભળીને કુમાર ઉત્તર બડાઈ મારવા લાગ્યો "મારી પાસે કોઈ સારથિ હોય તો હું આ ઘડીએ યુદ્ધ કરવા તૈયાર છું પિતાજી ને ત્રિગર્તરાજની સાથે યુદ્ધ કરવા ગયા હોય! મારે સૈન્યની કશી દરકાર નથી એક સારો સારથિ મળી જાય તો હુ એકલો જ બધા કૌરવોને પૂરો પડીશ. આજે કૌરવોને ખબર પાડી દઈશ કે આ અર્જુન જ આપણી સામે લડી રહ્યો છે"

ઉત્તરના આવા વચન સાંભળીને અર્જુનના હાસ્ય ચળ આવવા લાગી. દરમ્યાન દ્રૌપદીએ ઉત્તરને કહ્યુ "આ બૃહન્નલાએ અર્જુનનો રથ હાંકયો છે માટે તેને સારથિ બનાવો. તમારી નાની બેન ઉત્તરા કહેશે તો એ બૃહન્નલા તમારો રથ હાંકવાની ના નહિ કહે." પછી તો ઉત્તરે પોતાની બેનને આ વાત કરી અને ઉત્તરાએ બૃહન્નલાને સારથિ થવા માટે આગ્રહ કર્યો અર્જુનને તો આ જોઇતુ જ હતુ એટલે સુદેષ્ણાના આગ્રહથી તેણે સારથિપણું સ્વીકાર્યુ; ઉત્તર અને બૃહન્નલા જવા સજ્જ થયા અને રથ પણ તૈયાર થયો. બૃહન્નલાએ રથની લગામ હાથમાં લીધી એટલે ઉત્તરે માતાને પ્રણામ કરીને તેના આશીર્વાદ લઇને રથમાં પ્રવેશ કર્યો સુદેષ્ણા રથ ચાલવાની તૈયારી થઇ ત્યારે આખમા આંસુ લાવીને બૃહન્નલાને કહેવા લાગી. "બૃહન્નલા! હુ તારા વિશ્વાસે કુમારને મોકલુ છુ તે અર્જુનનો રથ હાકયો છે એ વિશ્વાસથી હુ તેને મોકલુ છુ" ત્યાર પછી રથ ચાલ્યો ત્યારે ઉત્તરા બોલી. "બૃહન્નલા! ભીષ્મ, દ્રોણ વગેરેને જીતીને તુ આવીશ ત્યારે ઢીંગલીઓ માટે કપડાં લેતી આવજે"

ત્યાર પછી તો બૃહન્નલાએ રથને મારી મૂક્યો અને દૂર દૂર મોટા મહાસાગરના જેવુ વિશાળ કૌરવ સૈન્યને તેમણે જોયુ આવા વિશાળ સૈન્યને જોઇને

ઉત્તર તો આખો જ બની ગયો અને કહેવા લાગ્યો. "હે બૃહન્નલા! મારે કૌરવોની સામે લડવુ નથી મારા રૂવાડા આ સૈન્યને દેખીને ઉભા થાય છે આ યોદ્ધા ઓની સામે દેવો પણ ટક્કર લઈ શકે એમ નથી તો પછી મારૂ શુ ગજુ ? મારૂ મન ગભરાય છે અને મને મૂર્છા આવે છે અરર! મારી પાસે પુષ્કલ સૈન્ય નથી; હુ બાળક છુ આ લોકોની સામે હુ શી રીતે લડી શકીશ ? બૃહન્નલા! તુ પાછી ફર"

ઉત્તર કુમારનાં આવા દીન વચનો સાભળીને બૃહન્નલા બોલી. "હજી શત્રુઓએ કશુય કર્યું નથી ત્યાં તમે તો દીન બની જાઓ છો તમે પોતે જ મને કહ્યું હતુ કે મને શત્રુઓની પાસે લઈ જા તમે ત્યા સ્ત્રીઓની સભામાં બડાઈ મારતા હતા, ને આજે લડ્યા વિના પાછા જશો તો સૌ તમને હસશે મારાથી તમને પાછા લઈ જવાય નહિ માટે ધીરજ રાખો"

પણ ઉત્તરથી ન રહેવાયુ તે બોલવા લાગ્યો. "ભલે કૌરવો મત્સ્ય દેશનુ તમામ ધન હરી જાય, ભલે સ્ત્રીઓ અને પુરુષો મારી મશ્કરી કરે, મારી ગાયે ભલે જતી રહે. મારે સગ્રામનુ કામ નથી"

આ પ્રમાણે કહીને ઉત્તર તો ધનુષ્યબાણનો ત્યાગ કરીને રથમાથી કૂદી પડ્યો અને વિરાટ નગર તરફ દોડવા લાગ્યો. ઉત્તરને નાસતો જોઇને અર્જુન પણ રથમાથી કૂદ્યો

અને કુમારની પાછળ દોડ્યો લાંબો ચોટલો અને લાલ વસ્ત્રોવાળો અર્જુન દોડવા લાગ્યો ત્યારે કૌરવ પક્ષના યોદ્ધાઓ વિચારમાં પડ્યા અને આ અર્જુન તો ન હોય એવા સંશયમાં પડ્યા અર્જુને દોડીને સો પગલે ઉત્તરને પકડી પાડ્યો અને દીન થઈને વિલાપ કરતા ઉત્તરને કહેવા લાગ્યો. "તું જરાય ગભરા નહિ. તારે શત્રુઓની સાથે લડવું ન હોય તો હું લડીશ. આપણે તું મારો રથ હાંક તું શા માટે ગભરાય છે? કૌરવોની સાથે યુદ્ધ હું કરીશ, અને તારું રક્ષણ પણ કરીશ."

આ પ્રમાણે કહીને અર્જુને ઉત્તરને પાછો રથમાં બેસાડ્યો અને રથને ખીજડાના ઝાડ તરફ હાંક્યો. ખીજડા પાસે પહોચ્યા પછી રથને ઉભો રાખીને અર્જુન બોલ્યો. "હે ઉત્તર! આ ઝાડ પરથી ધનુષ્યોને તું નીચે ઉતાર તારા ધનુષ્યો મારા બળને સહન કરી શકશે નહિ આ ઝાડ પર પાડવોના ધનુષ્યો મૂક્યા છે તેમને તું હેઠે ઉતાર ડર નહિ; ત્યા શબ બાધ્યુ છે તે તો બીજાને બ્હીવરાવવા માટે છે" અર્જુનના વચનો સાભળીને ઉત્તરે ખીજડા પર ચડીને અસ્રોનું પોટકુ ઉતાર્યું ત્યા તો આંખને આજી નાખે તેવા તેજસ્વી ધનુષ્યો નીકળી પડ્યા. તરત જ ઉત્તરે પૂછ્યુ "બૃહન્નલા! આ અર્જુનના ધનુષ્યો છે, તો પછી પાડવો ક્યાં છે? દ્રૌપદી પણ ક્યા છે?"

અર્જુને ઉત્તરને જણાવ્યું " હું પોતે જ અર્જુન , કંક યુધિષ્ઠિર છે, બલ્લવ રસોયો ભીમ છે, અશ્વ-ક નકુલ છે, ગોરક્ષક સહદેવ છે અને સૈરંધ્રી પદી છે "

અર્જુનના આવા વચનો સાભળીને ઉત્તરના હૈયામાં રજ આવી અને તે ખોખારો કરતો બોલ્યો "વીર ! વે હું રથને કયા લઇ જાઉં તે મને તમે કહો "

અર્જુને ઉત્તરને કહ્યુ "કુમાર ! હું કૌરવોની મે યુદ્ધ કરીશ અને તમારી ગાયોને સપાટાબંધ ત્તી આપીશ તમે હવે નિર્ભય છો "

ત્યાર પછી અર્જુને ગાંડીવની પણછ ચડાવીને કાર કર્યો એટલે કૌરવોના હૃદયમા વજ્રપાત જેવુ થયુ.

પછી કુંતીપુત્ર અર્જુને જોરથી શખને ફૂંક્યો. એટલે ઉત્તર પણ ભયભીત થઇને ત્યા જ પડ્યો અને તેના ઘોડાઓ પણ ગોઠણભર થઈ ગયા. અર્જુને ઉત્તરને આશ્વાસન આપી, રથની બેસણી પર બરાબર બેસાર્યો મને "બ્હીશ નહિ" એમ કહીને ફરીથી પોતાનો શખ ફૂંક્યો આથી કરીને પર્વતો, ગુફાઓ, દિશાઓ અને સીમાઓ જાણે કે ફૂટી જતી હોય એવા અવાજો થવા લાગ્યા. આ બધા ગડગડાટ સાભળીને કૌરવસેનામાથી દ્રોણ બોલ્યા. "આ રથનો ગડગડાટ થાય છે, આકાશમાં મેઘ ચડી આવે છે ને પૃથ્વી કપે છે તેથી સમજાય છે

કે આ સામે આવનારો અર્જુન સિવાય બીજો કોઈ નથી. આપણા શસ્ત્રો બધા નિસ્તેજ થઈ ગયા છે, ઘોડા ઉદાસ બની ગયા છે, પશુઓ ભયંકર શબ્દો કરે છે, શિયાળો રડે છે આ બધા ચિહ્નો ભયસૂચક છે માટે આપણે હવે ગાયોને મોકલી દઈને વ્યૂહરચના કરીને ઉભા રહીએ."

દ્રોણના આવાં વચનો સાંભળીને દુર્યોધન બોલ્યો: "પાંડવોએ બાર વર્ષ વનમાં રહેવું અને એક વર્ષ અજ્ઞાતવાસમાં રહેવું એવો અમારો ઠરાવ હતો. ... આજે અર્જુન અમારી સામે આવ્યો છે તો તેને ફરી બાર વર્ષ વનમાં જવું પડશે. આપણે તો વિરાટ રાજાની સામે યુદ્ધ કરવાના નિશ્ચયથી આવ્યા છીએ માટે યુદ્ધ વિના બીજી ગતિ નથી. આપણી ગાયો ... કે યમરાજા પોતે લઈ જાય તો પણ તેમનો પરાજય કર્યા વિના આપણામાંથી કોણ હસ્તિનાપુર પાછો જાય એવો છે ?"

દુર્યોધનનાં આવાં વચન સાંભળીને કર્ણ બોલ્યો: "દ્રોણાચાર્ય પાંડવોનું હિત ઇચ્છે છે તેથી જ તે આપણને બીવડાવ્યા કરે છે. તેની અર્જુનના ઉપર વધારે પ્રીતિ છે. મને આ ભીષ્માદિક બધા ભયભીત જણાય છે. આજે હું તો રથમાંથી અર્જુનને પાડીને દુર્યોધનના હૃદયનો કાંટો દૂર કરીશ. આજે અર્જુનના

ાડાઓ મરી જશે અને તેનો રથ ભાગી જશે તે તમે
ો લેશો. તમારી ઇચ્છા હોય તો તમે બધા ગાયોને
ઈ જાઓ અથવા તો રથમા બેઠા બેઠા મારૂં યુદ્ધ જુઓ."

કર્ણના આવા બડાઇના વચનો સાભળીને કૃપાચાર્ય બોલ્યા. "કર્ણ ! આપણે અર્જુનની સાથે યુદ્ધ કરવા સમર્થ નથી એ વાત સાચી છે માટે તુ એકલો સાહસ ન કર આપણે છયે જણા મળીને તેની સામે યુદ્ધ કરશુ તો જ ટકી શકશું માટે આપણા સૈન્યને વ્યૂહમા ગોઠવો અને પછી લડો."

દરમ્યાન અશ્વત્થામા ઉછળ્યો. "અલ્યા કર્ણ! તુ નકામી બડાઈઓ શાની મારે છે? તે કયા યુદ્ધમાં પાડવોનો પરાજય કર્યો છે? તે ક્યા યુદ્ધમા દ્રૌપદીનો વિજય કર્યો છે? આ શકુનિ મામો હવે યુદ્ધ કરવા આગળ આવે અર્જુનના ગાડીવમાથી જુગારના પાસા નથી નીકળવાના, તેમાથી તો જ્વલેલા બાણો છૂટશે. તુ આજે શકુનિ મામાને સાથે રાખીને લડજે અમારે યુદ્ધ કરવુ નથી"

દ્રોણ, કૃપાચાર્ય ને અશ્વત્થામાના આવા ઉગ્ર વચનો સાભળીને ભીષ્મ બોલ્યા. "દુર્યોધન! હુ તને કહુ તે સાંભળ આપણી આગળ આજે મોટુ કાર્ય આવીને ઉભુ છે અર્જુન ચડી આવ્યો છે તેવે વખતે આપણે પરસ્પરમા વિરોધ કરવો એ યોગ્ય નથી માટે તમારે—દ્રોણાચાર્ય

અને કૃપાચાર્યે જે થયુ હોય તેને માટે ક્ષમા આપ
જોઈએ; હમણા આચાર્યપુત્રે પણ ક્ષમા રાખવી. કારણ
પરસ્પરમા ફાટફૂટ પાડવાનો આ સંમય નથી. પરસ્પર
ભેદ એ વિનાશનુ મુખ્ય કારણ છે ”

ભીષ્મના આ વચનો સાભળીને દુર્યોધને દ્રોણની
ક્ષમા માગી અને દ્રોણે પ્રસન્ન થઈને યુદ્ધની યોજના
કરવા માંડી.

આખરે ભીષ્મ બોલ્યા. “ તેર વર્ષ પૂરા થયા
પહેલા અર્જુન છતો થાય એવો નથી. મને લાગે છે
કે આજે તો તેર વર્ષ ઉપરાત પાચ માસ અને બાર
દિવસ વધારે થાય છે અર્જુન આ નિશ્ચય કરીને જ
લડવા આવ્યો હોય એમા શક નથી. આ અર્જુન તો
આવી પહોચ્યો. દુર્યોધન! મારી બુદ્ધિમાં એમ પહેલે
છે કે તુ હમણા જ હસ્તિનાપુર ચાલ્યો જા સેનાનો
ચોથો ભાગ તારી સાથે લેતો જા; બીજો ચોથો ભાગ
ગાયોને લઈને અહીંથી નગર તરફ જાય; બાકીના અર્ધ
સૈન્ય સાથે હુ, દ્રોણ, કર્ણ, અશ્વત્થામા તથા કૃપાચાર્ય
અર્જુનની સાથે લડી લેશુ ”

ભીષ્મની આ વાત સૌને પસદ પડી એટલે
દુર્યોધનને અને ગાયોને વિદાય કરીને ભીષ્મે
લશ્કરનો વ્યૂહ ગોઠવ્યો દ્રોણ સેનાની વચ્ચે રહ્યા,
અશ્વત્થામા અને કૃપાચાર્ય બન્ને બાજુએ રહ્યા,

કર્ણ મોખરે રહ્યો અને ભીષ્મ પોતે પાછળ ઉભા રહ્યા. એટલામા અર્જુન આવી પહોચ્યો એટલે દ્રોણાચાર્ય બોલ્યા. "આ અર્જુન આવ્યો જુઓ, આ બન્ને બાણો એક સાથે મારા પગમા પડ્યા; અર્જુન વનવાસથી આવીને મને પ્રણામ કરે છે જુઓ, આ બીજા બે બાણો મારા કાનનો સ્પર્શ કરીને ચાલ્યા ગયા, અર્જુન મારી પાસે યુદ્ધની આજ્ઞા માગે છે "

દ્રોણ આ પ્રમાણે બોલતા હતા ત્યાં અર્જુને ઉત્તરને કહ્યું "કુમાર! પેલો કુરુકુળનો અગાર કયા છે તે મને જોવા દો. હુ આ બધાને પડતા મૂકીને તેના મસ્તક પર હલ્લો કરૂ એટલે બધુ ઠીક થઈ જાય અહીં દુર્યોધન મારી નજરે પડતો નથી; તે જીવ બચાવવા માટે નાસી જતો હશે. ઉત્તર કુમાર! જ્યા દુર્યોધન હોય ત્યા જ રથને લઇ જાઓ."

અર્જુન તો તરત જ દુર્યોધનની પાસે જઈ પહોચ્યો એટલે ગાયો હભા હભા કરતી નગર તરફ દોડી ગઈ આ બાજુ દુર્યોધન રાજાને બચાવવાના હેતુથી કુરુયોદ્ધાઓ અર્જુન પર તૂટી પડ્યા એટલે અર્જુને કર્ણની સામે મોરો કર્યો કર્ણ અર્જુનનુ આ યુદ્ધ ઘણો વખત ચાલ્યુ અને બન્નેએ એકબીજાને ઠીક ઠીક વીંધ્યા પરતુ આખરે અર્જુનના બાણોનો પ્રહાર સહન ન થવાથી કર્ણ રણને મોખરેથી પલાયન થઇ ગયો!

ઉત્તર અને અર્જુન રથમા બેસીને, વિરાટ તરફ પાછા આવતા હતા ત્યારે અર્જુને ઉત્તરને કહ્યુ "તમારા પિતાની પાસે પાડવો રહે છે તે તમારા જાણવામાં આવ્યું છે પરતુ નગરમા પ્રવેશ કરીને તમારે પાડવોની પ્રશસા કરવી નહિ તમારે તો એમ કહેવુ કે મે જ કૌરવોનો પરાજય કર્યો છે "

પછી અર્જુને બધા અસ્રોને પાછા ખીજડા પર ટાગી દીધા, માથાની વેણી ગૂથી લીધી અને બૃહન્નલા રૂપે ઘોડાની લગામ હાથમા લઈ નગરમા પેઠો.

આ બાજુથી વિરાટરાજા ત્રિગર્તોને હરાવીને નગરમા આવ્યો, ત્યા કૌરવોના પરાજયના સમાચાર સાભળી તેને આનદ થયો તેણે ઉત્તરના સામૈયાની તજવીજ કરી, અને વાજતેગાજતે તેને ગામમા લાવ્યા, વિરાટરાજે પોતાના પુત્રને ધન્યવાદ આપ્યો ત્યારે ઉત્તર બોલ્યો "પિતાજી! મે ગાયોને જીતી નથી પણ એક દેવપુત્રે જીતી છે એ દેવપુત્ર અતર્ધાન થઇ ગયો છે; પણ હુ માનુ છુ કે તે કાલે અથવા પરમ દિવસે પ્રકટ થશે "

પછી ત્રીજે દિવસે પાડવોએ રીતસર અજ્ઞાતવાસ વ્રત પૂરૂ કર્યું અને સુશોભિત થઇને રાજાની સભામા રાજાઓ માટેનાં આસનો પર બેઠા. એટલામાં રાજા સભામા આવ્યા અને યુધિષ્ઠિરને રાજાસન પર બેઠેલા

જોઇ ક્રોધથી કહેવા લાગ્યા "હે કંક! તને મે સભાનો સભાસદ નીમ્યો એમા તુ રાજાઓના આસન પર કા ચડી બેઠો?"

વિરાટનાં આવા વચનો સાંભળીને અર્જુન આગળ આવ્યો અને બોલ્યો. "રાજન્! આ પુરુષ તો ઇંદ્રના અર્ધ આસન પર બેસવા યોગ્ય છે આ પાંડુપુત્ર યુધિષ્ઠિર છે"

વિરાટરાજા આશ્ચર્ય પામ્યા અને પૂછવા લાગ્યા "જો આ યુધિષ્ઠિર છે તો પછી અર્જુન ક્યા છે? ભીમસેન ક્યા છે? નકુલસહદેવ ક્યા છે? દ્રૌપદી ક્યા છે?"

એટલે અર્જુન બોલ્યો "આ તમારો બલ્લવ ભીમસેન છે તમારો અશ્વપરીક્ષક તે નકુળ છે અને તમારો ગોપરીક્ષક તે સહદેવ છે આ સૈરંધ્રી તે દ્રૌપદી પોતે જ છે અને હુ અર્જુન છુ"

પછી વિરાટરાજાએ પોતાના અહોભાગ્ય માનીને પાંડવોની અને દ્રૌપદીની પૂજા કરી, તેમની ક્ષમા માગી અને અંતમા બોલ્યો "અર્જુન! તમે મારી પુત્રી ઉત્તરાનું પાણિગ્રહણ કરો તમે જ એને માટે યોગ્ય છો."

વિરાટની આ વિનતિ સાંભળીને અર્જુને કહ્યુ "હુ તમારી ઉત્તરાને મારી ભાર્યા તરીકે સ્વીકારું નહિ કારણ કે મે તેને મારી પુત્રી ગણીને વિદ્યા ભણાવી છે પણ હુ તમારી પુત્રીને મારી પુત્રવધૂ તરીકે સ્વીકારવા તૈયાર છુ ઉત્તરા અભિમન્યુની અર્ધાંગના થશે."

વિરાટરાજાને તો આ સબંધ અતિશય આશ્‌ચર્યકારક લાગ્યો, અને તરત જ તેણે વિવાહની તૈયારીઓ પણ આદરી બન્ને પક્ષના અનેક મિત્રો અને સગાંઓ આ પ્રસંગે ત્યા એકઠા થયા અને આ સર્વ બાંધવોની હાજરીમા ઉત્તરા અને અભિમન્યુનાં લગ્ન પૂર્ણ ધામધૂમથી ઉજવાયા

વનવાસને અંતે લગ્ન એ પાંડવોના વિજયની નિશાની જેવુ જણાતુ હતુ



# ઉદ્યોગપર્વ

## ૧

ઉત્તરા અભિમન્યુના લગ્ન પૂરાં થયાં તેને બીજે દિવસે સવારે પાંડવો, યાદવો વગેરે વિરાટરાજાની સભામાં ગયા. આ સભામાં વિરાટ અને દ્રુપદ હાજર હતા, વાસુદેવ બળરામ અને શ્રીકૃષ્ણ હાજર હતા, પાંચે પાંડવો હાજર હતા તેમજ સાત્યકિ, પ્રદ્યુમ્ન, સાંબ, અભિમન્યુ વગેરે પણ હાજર હતા. સભામાં આવેલા આ રાજાઓ પરસ્પર અનેક જાતની વાતચીત કરવા લાગ્યા. પછી થોડી વારે સૌ સાંભળે તેવી રીતે શ્રીકૃષ્ણ બોલ્યા.

" જુગારમા શકુનિએ કપટ કરીને આ યુધિષ્ઠિરને હરાવ્યા અને તેમનુ રાજ્ય લઇને તેમને વનમા મોકલ્યા તે આપણે સૌ જાણીએ છીએ. પાડવોએ ધર્મથી પોતાની પ્રતિજ્ઞા પાળીને વનવાસના અનેક કષ્ટો વેઠ્યા છે તે પણ આપણે જાણીએ છીએ હવે પાંડવો પોતાનુ રાજ્ય મેળવવાની ઇચ્છા રાખે છે પાડવો નાનપણથી જ અન્યાય સહન કરતા આવ્યા છે તે તરફ દૃષ્ટિ રાખીને, તેમ જ કૌરવપાડવો એક બીજાના સબધીઓ છે તે તરફ દૃષ્ટિ રાખીને શુ કરવુ તેનો આપણે નિર્ણય કરવાનો રહે છે હવે ધૃતરાષ્ટ્રના પુત્રોએ પોતાની પ્રતિજ્ઞા પ્રમાણે પાડવોને તેમનુ અર્ધ રાજ્ય સોપવુ જોઇએ એમ ન થાય તો પાડવો તેમનો નાશ કરશે હજી દુર્યોધન શુ કરવા માગે છે તે આપણે જાણતા નથી માટે કોઇ પવિત્ર, કુલીન, પ્રમાદરહિત અને સમર્થ એવા એક પુરુષને દૂત તરીકે આપણે કૌરવો પાસે મોકલીએ. "

શ્રીકૃષ્ણનાં આવા વચનોને અભિનદન આપતા બળરામ બોલ્યા. "બરાબર છે આપણે એક દૂતને તો કૌરવો પાસે મોકલવો. આ દૂત દુર્યોધન વગેરે ઉશ્કેરાય એવુ કાઇ ન બોલે, એમ તેને ભાર દઇને શીખવવુ આ દૂતે દુર્યોધન કે શકુનિ વગેરેનો કશો અપરાધ નથી એમ જ ત્યા જાહેર કરવુ આવા સામોપચારથી જ દુર્યોધનને વાળી શકાશે. "

બળરામ આ પ્રમાણે કહેતા હતા એટલામા તો સાત્યકિ ઉછળ્યો અને બોલ્યો "શકુનિએ યુધિષ્ઠિરને કપટથી જીત્યા છતા તેનો અપરાધ નથી એમ કોનાથી બોલી શકાશે ? પાડવો પોતાના બાપદાદાની ગાદી મેળવવા માગે એમા દુર્યોધનને વાળવાનો પ્રશ્ન જ ક્યા છે ? દુર્યોધન કા તો સોનુ માનીને વળે અને ન વળે તો ભાગી જાય એ દુર્યોધનને વિચારવાનુ રહે છે હવે તો યુધિષ્ઠિરને કા તો રાજ્ય મળે અથવા તો કૌરવો પૃથ્વી-પર શયન કરે ત્રીજો માર્ગ નથી "

સાત્યકિના આવેશવાળા વચનો સાંભળીને દ્રુપદ બોલ્યો "હે સાત્યકિ ! દુર્યોધન મીઠાશથી રાજ્ય આપે એમ નથી ધૃતરાષ્ટ્ર મહારાજ પ્રીતિથી તેને જ અનુસરશે, ભીષ્મ દ્રોણ ઓશિયાળા છે એટલે તેને અનુસરશે, અને કર્ણ શકુનિ કાળના પ્રેર્યા અનુસરશે. પાપી લોકોની સાથે કોમળતાથી વર્તવુ એને લોકો મૂર્ખાઇ અને નિર્બળતા સમજે છે માટે આપણે મિત્રો પાસે દૂતોને મોકલીને સૈન્યોની મદદ માગીએ રાજાઓને દૂતો મોકલીને આપણે તેમની સહાય લઇએ દરમ્યાન મારા પુરોહિતને સદેશો આપીને ધૃતરાષ્ટ્રની પાસે મોકલીએ."

દ્રુપદના આ વચનો શ્રીકૃષ્ણને બહુ ગમ્યા એટલે તે બોલ્યા. "બરાબર છે અમે યાદવો તો બન્ને પક્ષ સાથે સરખો સબધ ધરાવીએ છીએ વળી અમે

તો વિવાહ માટે આવ્યા છીએ અને વિવાહ પૂરો થયે છે એટલે ઘેર જઈશું મહારાજ દ્રુપદ! તમે અમારામાં મુરબ્બી છો, ધૃતરાષ્ટ્રના માન્ય છો અને કૃપાચાર્ય તથા દ્રોણાચાર્યના મિત્ર છો એટલે દૂતને સંદેશો લઈને મોકલો દરમ્યાન બીજા રાજાઓને બોલાવ્યા પછી અમને બોલાવજો ”

૨

ત્યાર પછી શ્રીકૃષ્ણ પોતાના યાદવો સહિત દ્વારકા ગયા, અને પાંડવો તથા વિરાટરાજના આમંત્રણથી રાજાઓ વિરાટમાં એકઠા થવા લાગ્યા યાદવો બધા બંને પક્ષના સરખા સગા હતા એટલે દુર્યોધન તેમની સહાય માટે દોડ્યો; પાંડવોએ પણ અર્જુનને શ્રીકૃષ્ણ પાસે મોકલ્યો. દુર્યોધન અર્જુન કરતા સહેજ વહેલો આવ્યો એટલે શ્રીકૃષ્ણના ખાટલાને ઓશિકે બેઠો ને અર્જુન પાંગત તરફ બેઠો. શ્રીકૃષ્ણ જાગ્યા ત્યારે તેમણે પહેલો અર્જુનને અને પછી દુર્યોધનને એમ બન્નેને જોયા. બન્નેએ પોતપોતા તરફથી મદદની માગણી કરી ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યા. “તમે બન્ને અમારા સંબંધીઓ છો. મારી પાસે મારી નારાયણી સેના છે તે એક તરફ રહેશે, અને બીજી તરફ શસ્ત્ર વિનાનો અને યુદ્ધમાં ન ઉતરનારો હું રહીશ અર્જુન! તું પાછળથી આવ્યો છે છતાં નાનો છે માટે પહેલી પસંદગી તને આપું છું તું બેમાથી એકને પસંદ કર.”

અર્જુને તરત જ પોતાના તરફથી શસ્ત્ર વિનાના અને યુદ્ધમા ન ઉતરનારા શ્રીકૃષ્ણને પસંદ કર્યા, એટલે દુર્યોધન પણ પોતાને આખી નારાયણી સેના મળી એથી બહુ ખુશી થયો ત્યાર પછી દુર્યોધન બળરામની પાસે ગયો, પણ બળરામે તેને સંભળાવી દીધું "મારે અર્જુનને પણ સહાય કરવી નહિ અને તને પણ સહાય કરવી નહિ એવો મે નિશ્ચય કર્યો છે "

ત્યાર પછી દુર્યોધન કૃતવર્માને મળ્યો અને તેની એક અક્ષૌહિણી સેનાને લઈને હસ્તિનાપુર આવ્યો એ જ પ્રમાણે નકુલસહદેવના મામા શલ્યને પણ દુર્યોધને પોતાના પક્ષમા લીધો.

બીજી તરફ સાત્યકિ, ધૃષ્ટકેતુ, જયત્સેન વગેરે રાજાઓ પાડવો તરફ આવ્યા આ રીતે પાંડવોની સાત અક્ષૌહિણી સેના એકઠી થઈ, ત્યારે દુર્યોધને ભગદત્ત, ભૂરિશ્રવા, શલ્ય, કૃતવર્મા, જયદ્રથ વગેરેનુ અગિયાર અક્ષૌહિણી સૈન્ય એકઠુ કર્યું

૩

દરમ્યાન દ્રુપદનો પુરોહિત હસ્તિનાપુર પહોચ્યો. ત્યાં ધૃતરાષ્ટ્રે, ભીષ્મે અને દ્રોણે તેનો સત્કાર કર્યો હસ્તિનાપુરની સભામા ઉભો થઈને પુરોહિત બોલ્યો. "તમે જે વસ્તુ જાણો છો તે કહેવા માટે આજે હું

આવ્યો છુ. પાડવો વનવાસના કષ્ટો સહન કરીને આવ્યા છે અને પોતાના બાપદાદાની મીલ્કતનો અર્ધ ભાગ માગે છે પાડવો કપટ કરવા માગતા નથી. દુર્યોધન યુદ્ધની વાત કરતો હોય તો તમારે તેને મન પર ન લેવી તમે ધર્મને તથા તમારા ઠરાવને ધ્યાનમા રાખીને પાડવોને તેમનો અર્ધ ભાગ આપો."

પુરોહિતના આ વચનો સાભળીને ભીષ્મે તેને અભિનદન આપ્યુ પણ કર્ણ ભીષ્મના વચનને તોડી પાડી બોલવા લાગ્યો. "જો પાડવો પોતાની પ્રતિજ્ઞા પાળવા માગતા હોય તો તેમણે બાર વર્ષ ફરીથી વનવાસમા જવુ જોઈએ. છતા પાડવો યુદ્ધ કરીને રાજ્ય મેળવવાની આશા રાખતા હોય તો કૌરવોના ઝપાટામા આવી જાય, એટલે યાદ કરશે"

કર્ણનાં આવાં ઉદ્ધત વચનો સાભળીને ભીષ્મ બોલ્યા. "હે કર્ણ! બકવાદ શા માટે કરે છે? હજી તો કાલ સવારે તુ વિરાટના પાદરમા જ નાસી ગયો હતો તે સાભરે છે? આ બ્રાહ્મણ કહે છે તે જ સાચો ઉપાય છે"

આ વાતચીત સાભળ્યા પછી આખરે ધૃતરાષ્ટ્ર બોલ્યા. "હે પુરોહિત! તમે આજે જ પાડવોની પાસે પાછા જાઓ આ સબધમા હુ વિચાર કરીને સજયને પાંડવોની પાસે મોકલીશ."

આ પ્રમાણે કહીને ધૃતરાષ્ટ્રે પુરોહિતને વળાવ્યો અને સંજયને પોતાની પાસે બેસાડીને તેને કહ્યું, "હે સંજય! તું સત્વર દ્રુપદ રાજાની છાવણીમાં જા. યુધિષ્ઠિર કોપી ઉઠ્યો છે એમ જાણીને હું ગભરુ કંપુ છું. તું એ સૌને કુશળ પૂછજે અને તેમના કોપમાં વધારો ન થાય એવું તું રાજાઓની વચ્ચે બોલજે."

ધૃતરાષ્ટ્રના આવા વચનો સાંભળીને સંજય ઉપપ્લવ્ય નગરમાં ગયો અને ત્યાં યુધિષ્ઠિરને પ્રણામ કરીને બોલ્યો. "હે રાજન્! તમને વનવાસમાંથી કુશળ જોઈને મારી આંખો ઠરે છે. મહારાજ ધૃતરાષ્ટ્રે તમારૂં સૌનું કુશળ પૂછ્યું છે. હે યુધિષ્ઠિર! કૌરવોએ પહેલા તમારો દ્રોહ કર્યો હતો છતાં તમે તેમનો અપકાર કર્યો નથી. હે અજાતશત્રુ! તમે જ વિવેક વડે દુર્યોધનની સાથે સમાધાન કરો એટલે બધા સુખી થાય. ધૃતરાષ્ટ્રે તમને આ કહેવા માટે જ મને અહીં મોકલ્યો છે."

સંજયે આ પ્રમાણે કહ્યું એટલે યુધિષ્ઠિર બોલ્યા. "ગાવલ્ગણ સૂતના પુત્ર સંજય! અમારા સર્વને માટે ધૃતરાષ્ટ્રે જે સંદેશો કહ્યો હોય તે તું સંભળાવ."

યુધિષ્ઠિરના આ પ્રશ્નના ઉત્તરમાં સંજય બોલ્યો. "તમે સર્વધર્મથી સંપન્ન છો; તમારી સાધુતા જ એવી છે કે તમારા હાથે અયોગ્ય કર્મ થાય નહિ. પણ તમે જ્ઞાતિવધ કરીને રાજ્ય મેળવો તો તમારો વિજય મરણ

કરીશ તો આપણી પ્રીતિ રહેશે. અમે શાંતિની ઇચ્છાવાળા છીએ તું અમને રાજ્યનો એક પણ ભાગ આપ એટલે અમે ચાર રહેશું અવિસ્થલ, વૃકસ્થલ, માકંદી, વારણાવત અને પાંચમું કોઈ પણ એક ગામ. અમને આટલાં પાંચ ગામો જ આપ તોયે ચાલશે.' સંજય! હું પોતે શાંતિને માટે તૈયાર છું, અને યુદ્ધને માટે પણ તૈયાર છું "

ત્યાર પછી યુધિષ્ઠિરની રજા લઈને સંજય હસ્તિનાપુર આવ્યો અને તરત જ ધૃતરાષ્ટ્રને મળ્યો. સંજયે ધૃતરાષ્ટ્રને ઉપપ્લવ્યના તેમજ પાંડવોના સમાચાર આપી જણાવ્યું "મહારાજ! તમે પાંડવોને અર્ધું રાજ્ય આપી દો એવી મારી સલાહ છે મારી આ સલાહને માન્ય નહિ કરો તો તમારા અપરાધને લીધે અગ્નિ જેમ સૂકા ઘાસને બાળી નાખે તેમ અર્જુન કૌરવોને બાળી નાખશે. હે રાજન્! તમે વિદુર જેવાને દૂર કર્યા છે અને કર્ણ જેવાને પાસે રાખ્યા છે મહારાજ! હું થાકી ગયો છું એટલે જો તમે આજ્ઞા કરો તો ઘેર જઈને આરામ લઉં અને કાલે સવારે બધા કૌરવોને એકઠા કરીને યુધિષ્ઠિરનો સંદેશો સંભળાવું "

૪

આ પ્રમાણે કહીને સંજય ઘેર ગયો. બીજે દિવસે સવાર થતાં કુરુઓ બધા સંજયની વાત સાંભળવાની ઇચ્છાથી રાજસભામાં આવ્યા. પાંડવોએ શો જવાબ

આપ્યો છે તે સાભળવાની ઇચ્છાથી ધૃતરાષ્ટ્ર, ભીષ્મ, દ્રોણુ, કૃપાચાર્ય, અશ્વત્થામા, વિદુર વગેરે બધા ત્યાં એકઠા થયા હતા તે વખતે દુઃશાસન, શકુનિ, કર્ણ, ઉલૂક વગેરેને લઇને દુર્યોધન પણ સભામા દાખલ થયો. ત્યાર પછી સિંધુદેશના ઘોડાઓવાળા રથમા બેસીને સંજય સભામાં આવી પહોચ્યો અને તમામ રાજાઓને પ્રણામ કરીને કહેવા લાગ્યો "હું પાડવોની પાસે જઇ આવ્યો છુ પાડવોએ વૃદ્ધોને પ્રણામ કહાવ્યા છે, મિત્રોને મિત્રની પેઠે કહ્યું છે અને યુવાનોનુ સન્માન કરીને કહ્યુ છે પાડવોની અદર અર્જુને મને જણાવ્યુ છે કે 'હે સંજય! કર્ણના સાભળતા અને રાજાઓના સાભળતા તુ દુર્યોધનને મારા વચનો સભળાવજે' અર્જુને કહાવ્યું છે કે 'જો તુ યુધિષ્ઠિરને રાજ્ય આપીશ નહિ તો તારે અમારી સાથે યુદ્ધ કરવુ પડશે. આજે જો તુ અમારૂ વચન નહિ માન તો આખરે તારે પસ્તાવુ પડશે. હે કૌરવો! તમે યુદ્ધ કરશો તો નાશ પામશો, યુદ્ધ થશે તો તમારામાથી એક પણ ભાઈ જીવતો રહેવાનો નથી માટે દુર્યોધન! યુધિષ્ઠિરને અર્ધરાજ્ય આપી દે અને આપણા કુળનો વિનાશ અટકાવ"

કૌરવસભામા એકઠા થએલા આ રાજાઓએ અર્જુનનો આવો સદેશ સાભળ્યો એટલે ભીષ્મ બોલી ઉઠ્યા. "બેટા દુર્યોધન! તુ સમજ તુ મારૂ કહેલુ

નહિ સાભળ તો તારો વિનાશ જ આવ્યો સમજ હું આજે બુદ્ધિને ગુમાવી બેઠો છે એટલે તને તો મ... હલકટ કર્ણ, પાપી શકુનિ અને ક્ષુદ્ર દુઃશાસન ... એટલુ જ ખરૂ લાગે છે ”

ભીષ્મના આવા વચન કર્ણ સાખી ન શક્યો એટલે તે તરત જ બોલ્યો “મારામા એવુ શુ છે ? તમે નિરતર મારી નિંદા કરો છો ? હું રણભૂમિ ... ઉભેલા સર્વ પાડવોનો નાશ કરીશ.”

એટલે વળી ભીષ્મ ચીડાઇને બોલ્યા. “ધૃતરાષ્ટ્ર ! આ કર્ણ રોજ બક્યા કરે છે કે ‘હું પાડવોને મારીશ હું પાડવોને મારીશ ’ પણ એના કામા તો ... વિરાટમા આ કર્ણ ક્યાં ખોવાઈ ગયો હતો? ગધર્વોએ દુર્યોધનને પકડ્યો ત્યારે કર્ણ ક્યાં જતો રહ્યો હતો ?”

ત્યાર પછી સજયે પાડવોને સહાય કરનાર રાજાઓના વર્ણનો કર્યા અને ધૃતરાષ્ટ્રે ભીમસેન તથા અર્જુનનાં આજ સુધીના પરાક્રમોનુ અવલોકન કરીને છેવટે જણાવ્યુ “હે દુર્યોધન ! આવા પાડવોની સાથે યુદ્ધ ન કરવુ એ જ સારૂ છે એમ હું માનુ છુ ... મારો સર્વોત્તમ વિચાર છે માટે જો તારે યુદ્ધ ન કરવુ હોય તો અમે શાંતિને માટે યત્ન કરીએ.”

ધૃતરાષ્ટ્રના આવા વચનો સાભળીને દુર્યોધન ... બળી ઉઠ્યો અને બોલ્યો “હે પિતા ! તમારે કરવુ નહિ

અને અમારો શોક કરવો નહિ અમે યુદ્ધમા શત્રુઓને જીતવા સમર્થ છીએ મહારાજ! આપને ખબર નથી પાડવો વનવાસમાં નીકળ્યા ત્યારે જે જે રાજાઓ તેમને મળવા ગયા હતા તેમણે ઠરાવ કર્યો હતો કે કૌરવો પાસેથી રાજ્ય પરાણે પાછુ લેવુ આ વાત મે ભીષ્મ અને દ્રોણ પાસે કરી ત્યારે તેમણે મને અભયવચન જેવુ કહેલુ તે મને યાદ છે વળી આ કર્ણ પણ ભીષ્મ કે દ્રોણથી ઉતરે એવો નથી મહારાજ ધૃતરાષ્ટ્ર! મને તો મારો વિજય હાથમાં જ દેખાય છે, છતા તમે પાડવોથી કેમ ડરો છો તે હુ સમજી શકતો નથી. આપણી અગિયાર અક્ષૌહિણી સેના પાસે તેમની સાત અક્ષૌહિણી સેના શી વિસાતમા છે?"

છતા ધૃતરાષ્ટ્રનુ મન તો માન્યુ જ નહિ અને તે વિલાપ કરતા હોય એમ જ કહેવા લાગ્યા "હે દુર્યોધન! તુ યુદ્ધ કરવાનુ માડી વાળ અર્ધી પૃથ્વી તારા માટે પૂરતી છે, માટે તુ યુધિષ્ઠિરને તેનો અર્ધ ભાગ આપી દે તુ બોલે છે તે પોતાની ઇચ્છાથી બોલતો નથી પણ કર્ણ, દુ શાસન અને શકુનિની ઇચ્છાથી બોલે છે"

પિતાના આ વચનો સાભળીને દુર્યોધન તરત જ બોલી ઉઠ્યો "મહારાજ ધૃતરાષ્ટ્ર! કા તો હુ પાડવોને મારીને પૃથ્વી પર રાજ્ય કરીશ અથવા તો પાડવો મને મારીને પૃથ્વી ભોગવશે મે હવે તો જીવિત, રાજ્ય, ધ

ધન અને સર્વનો ત્યાગ કર્યો છે હે આર્ય! સોયની અણીથી વીંધાય એટલી ભૂમિ પણ હું પાંડવોને આપવાનો નથી ”

દરમ્યાન આ ચર્ચામાં કર્ણ વચ્ચે કૂદી પડ્યો અને બોલ્યો “ મહારાજ! અર્જુનને જીતવા માટે હું સમર્થ છુ અર્જુનને મારવાનો ભાર હું મારે માથે લઉં છુ ”

કર્ણના આવાં વચનો સાંભળીને ભીષ્મ બોલ્યા “અલ્યા કાગડા! તુ શી ખોટી બડાઈ મારે છે? અર્જુનને કોનુ પીઠબળ છે તેની ખબર છે? શ્રીકૃષ્ણ કોણ છે તે પિછાન્યા વિના જ શો બકવાદ કરે છે?”

કર્ણથી આ ન સહેવાયું; તેને રોમેરોમ દાઝ ચડી ગઈ અને તે બોલ્યો. “હુ શ્રીકૃષ્ણને ઓળખુ છુ પણ ભીષ્મ! સાભળો. આજથી હું મારા શસ્ત્રોનો ત્યાગ કરૂં છુ ભીષ્મ યુદ્ધથી કેવળ વિરામ પામશે ત્યારે જ હું આ યુદ્ધમા ઉતરીશ!”

એમ કહી કર્ણ સભામાંથી ચાલતો થયો, એટલે ભીષ્મે હાસ્ય કર્યું ત્યાર પછી વિદુરે દુર્યોધનને યુદ્ધ ન કરતા સમાધાન કરવા સમજાવવા માંડ્યો; ધૃતરાષ્ટ્રે પણ ફરીથી સમજાવ્યો; વ્યાસ અને માતા ગાંધારીએ પણ એમ જ કહ્યું છતાં દુર્યોધન પોતાના વિચારથી એક તસુ જેટલુ પણ ખસ્યો નહિ.

# ૫

આ તરફ સંજય ઉપપ્લવ્યમાથી પાછો ગયો એટલે પાંડવો અને શ્રીકૃષ્ણ પાછા એકઠા મળ્યા અને પરસ્પર વાતચીત કરવા લાગ્યા યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણને કહ્યુ "હે શ્રીકૃષ્ણ! આ અપમાનમાથી અમને તારે એવા તમારા વિના બીજા કોઇને હુ જોતો નથી સંજયના કહેવા પરથી આપ જોઈ શક્યા હશો કે ધૃતરાષ્ટ્ર અર્ધ ભાગ આપ્યા વિના જ શાતિને ખોળે છે મે ધૃતરાષ્ટ્રની પાસે છેવટ પાચ ગામોની માગણી કરી છે, છતા દુષ્ટ દુર્યોધન પોતાને જ રાજ્યનો ધણી માનીને આટલા ગામો પણ આપવા કબૂલ થતો નથી. અમે કૌરવોનો વધ કરીએ એ મારૂ મન સ્વીકારતુ નથી. યુદ્ધ જાતે પાપ રૂપ છે એમા શક નથી માટે હે શ્રીકૃષ્ણ! અમારે શું કરવુ તે આપ જ અમને બતાવો."

યુધિષ્ઠિરના આવા વચનો સાભળીને શ્રીકૃષ્ણ બોલ્યા. "તમારા બન્નેના કલ્યાણને માટે હુ કૌરવો પાસે જાઉં તમને નુકસાન પહોચાડ્યા વિના જો હુ ત્યા સલાહ કરાવી શકુ તો મને મોટુ પુણ્ય મળે, અને હું તમને સૌને મૃત્યુના પાશમાથી મુક્ત કરાવી શકુ"

મહારાજ યુધિષ્ઠિરે શ્રીકૃષ્ણ હસ્તિનાપુર જાય એવી સંમતિ આપી એટલે શ્રીકૃષ્ણ સૌ સાભળે તેમ મોટેથી બોલ્યા. "હે રાજા! દુર્યોધનની દુષ્ટતા જગજાહેર

છે હું હસ્તિનાપુરમા બધાની પાસે દુર્યોધનની દુષ્ટતાને ઉઘાડી પાડીશ. હું ચારે વર્ણના આબાલવૃદ્ધોને એકઠા કરીને દુર્યોધનની નિંદા કરીશ. તમે તો સલાહની માગણી કરો છો એટલે તમારો કોઈ દોષ કાઢશે નહિ. દરમ્યાન મને કૌરવોની યુદ્ધ માટેની તૈયારી જોવાનો પણ લાગ મળી જશે. હું પોતે સલાહની આશા રાખતો નથી, નિમિત્તો બધાં મને વિપરીત દેખાય છે તમે તો યુદ્ધ થવાનુ જ છે એમ સમજી સજ્જ થાઓ. દુર્યોધન જીવતો રહીને તમારૂ રાજ્ય તમને પાછુ આપે એવી આશા હું રાખી શકતો નથી. ”

શ્રીકૃષ્ણનાં આવા વાક્યો સાંભળ્યાં ત્યારે ભીમ બોલ્યો “શ્રીકૃષ્ણ! અમારામા જે રીતે શાંતિ થાય તે રીતે તમે કરજો. તમારે દુર્યોધનને ઉગ્ર વચનો કહેવા નહિ ” ભીમના મોઢામાથી સંધિની આવી વાત નીકળી તે જોઈને શ્રીકૃષ્ણને આનંદ થયો. પરંતુ દ્રૌપદી, નકુળ, સહદેવ અને સાત્વકિ સમાધાનની આ વાતો માનળી ન શક્યા અને ‘યુદ્ધ, યુદ્ધ, યુદ્ધ!’ એમ જ પોકાર કરવા લાગ્યાં શ્રીકૃષ્ણે આ બધાયનુ સમાધાન કર્યું અને પછી રથમા બેસીને હસ્તિનાપુર જવા રવાના થયા.

૬

આ બાજુ શ્રીકૃષ્ણ આવે છે એવા સમાચાર મળવા ધૃતરાષ્ટ્રે તેમના સત્કાર માટે મોટી તૈયારી કરી-

અને રસ્તામા વૃકસ્થળ જેવા ગામમા તેમને આરામ લેવા માટે ઉતારાઓ ગોઠવ્યા, અને ત્યાં ખાનપાનના અનેક પદાર્થોથી આતિથ્ય કરવાનો મનોરથ કર્યો

આ તરફ હસ્તિનાપુરમા શ્રીકૃષ્ણના આવવાના સમાચારથી જ ધૃતરાષ્ટ્ર વગેરે ખળભળી ઉઠ્યા અને શ્રીકૃષ્ણને કઈ ભેટ આપવી વગેરે વિચારવા લા ગ્યા. એટલામા વિદુરે ધૃતરાષ્ટ્રને જણાવ્યુ: “ શ્રીકૃષ્ણનો તમારે સાચો જ સત્કાર કરવો હોય તો આ ભેટો વગેરે નકામુ છે તમે આજે શ્રીકૃષ્ણની સલાહ સ્વીકારીને જ તેનો સત્કાર કરી શકો છો ”

પણ દુર્યોધન આ સાભળી શક્યો નહિ એટલે તરત જ બોલ્યો “ પિતામહ ! હુ જીવુ છુ ત્યા સુધી પાંડવોને કશુ મળે તેમ નથી હુ પોતે જ કૃષ્ણને કેદ કરવા માગુ છુ કૃષ્ણ કેદમા પડ્યો એટલે પૃથ્વી મારે તાબે થઇ જશે ” દુર્યોધનનાં આવાં વચનો સાભળીને ભીષ્મ, દ્રોણ વગેરે ખિન્ન થયા અને વિચારણામા જ ડૂબ્યા પડ્યા.

બીજી બાજુ રાત વૃકસ્થળમા ગાળીને સવાર થતાં શ્રીકૃષ્ણ હસ્તિનાપુર આવ્યા, સીધા ધૃતરાષ્ટ્રના મહેલમાં પહોચ્યા અને ત્યાં સૌને મળીને વિદુરને ઘેર ઉતારો કર્યો તે જ દિવસે પાછલે પહોરે શ્રીકૃષ્ણ પોતાની ફોઈ કુંતીને મળવા ગયા. કુંતીએ તો આજે કેટલેય વખતે

શ્રીકૃષ્ણને ; જોયા એટલે તેર તેર વર્ષની વરાળ એકઠી થઈ ગઈ હતી તે કાઢવા માંડી એ આંખમાંથી આંસુઓ સારતા કુંતી બોલ્યા "શ્રીકૃષ્ણ! મારા પુત્રો કુશળ છે? મારી દ્રૌપદી કુશળ છે? મને તેઓ સભારે છે? તેમને હું કેવી સ્થિતિમાં પડી છું તેનું ભાન છે? મારા ભીમ અને અર્જુન જીવતા છતાં મારી આ દશા છે તેથી મને બહુ લાગી આવે છે શ્રીકૃષ્ણ! આથી વધારે બીજું શું દુ:ખ હોય? છતે દીકરે મારી આ સ્થિતિ છે! શું તમે સમાધાન માટે આવ્યા છો? મારા પુત્રોને ક્ષત્રિય મટાડીને બ્રાહ્મણ કરવા આવ્યા છો? ક્ષત્રિયાણી પુત્રોને શા માટે અવતાર આપે છે એ ભૂલી ન જતા શ્રીકૃષ્ણ! તમને આથી વધારે હું કહી નથી શકતી "

એટલું બોલી કુંતી રડી પડ્યાં શ્રીકૃષ્ણે કુંતીને આશ્વાસન આપ્યું અને પછી સભામાં જવા નીકળ્યા દુર્યોધન તેમના સત્કારને માટે સામો ગયો અને જળ, મધુપર્ક વગેરે આપ્યા પછી તેમને ભોજન માટે આમંત્રણ કર્યું આ આમંત્રણને નકારતા શ્રીકૃષ્ણ બોલ્યા "દૂતો જે કાર્ય માટે આવ્યા હોય તે કાર્ય સિદ્ધ થયા પછી ભોજન સ્વીકારી શકે છે "

શ્રીકૃષ્ણના આ જવાબથી દુર્યોધનને માઠું લાગ્યું હોય તેમ એ બોલ્યો "અમારી સાથે આ પ્રમાણે વાહવું તમારા માટે યોગ્ય નથી તમે દૂતકાર્યમાં સફળ થાઓ કે

નિષ્ફળ, અમે તો સબંધને લીધે તમારો સત્કાર કરીએ છીએ અમે પ્રીતિથી તમારો સત્કાર કરીએ છતા તમે અનાદર કરો છો તેનુ શુ કારણ છે તે અમે જાણતા નથી ”

દુર્યોધનનાં આવાં વાકયોનો માત્ર હાસ્યથી જ જવાબ આપતા શ્રીકૃષ્ણ ત્યાથી નીકળી ભક્ત વિદુરને ત્યા ગયા અને તેને ત્યાં ભોજન લીધુ

૭

બીજે દિવસે સવારે દુર્યોધન અને શકુનિ વિદુરને ત્યાં આવ્યા અને કહ્યું “ સભામા ધૃતરાષ્ટ્ર વગેરે આવ્યા છે અને આપની શહ જુએ છે ” પછી શ્રીકૃષ્ણ પોતાના ઘુઘરિયાળા રથમા બેસીને સભામા આવ્યા. માર્ગમા અનેક સ્રીપુરુષો શ્રીકૃષ્ણના દર્શન કરવાને ટોળે વળીને ઉભાં હતાં, અને તેમને પ્રભુનો અવતાર માની દર્શનમાત્રથી કૃતાર્થ થતાં હતા. શ્રીકૃષ્ણ આવ્યા એટલે ધૃતરાષ્ટ્રે, ભીષ્મ અને દ્રોણે ઉભા થઇને તેમનો સત્કાર કર્યો, અને તેમને એક રત્નજડિત આસન પર બેસાર્યા પછી મેઘની ગર્જના જેવી વાણીથી શ્રીકૃષ્ણ બોલ્યા “ હે રાજન્ ! વીર પુરુષોનો નાશ થયા વિના પાંડવકૌરવોની વચ્ચે સલાહ થાય એવી માગણી કરવા હુ આવ્યો છુ મારે તમારા હિતને માટે આ

વિના બીજુ કાઈ કહેવાનુ નથી તમે કુરુકુળના વડીલ છો તમે જ જો આ વખતે બરાબર નહિ રહો તો કુરુકુળ આખુ જોખમમા છે એમ મને લાગે છે તમે તમારા પુત્રોને મર્યાદામા રાખશો તો હુ પાંડવોને મર્યાદામા રાખીશ રાજન્ ! પાડવોએ તમારી કૃપા યાચીને આ જ કહાવ્યુ છે પાંડવો તમારી સેવા કરવા પણ તૈયાર છે અને યુદ્ધ કરવા પણ તૈયાર છે ”

શ્રીકૃષ્ણના આવા વાક્યો સાભળીને ધૃતરાષ્ટ્ર બોલ્યા “ હે જનાર્દન ! તમે આ ભાન વિનાના મારા દુર્યોધનને ઉપદેશ આપો ”

આથી દુર્યોધન તરફ મુખ ફેરવીને શ્રીકૃષ્ણ બોલ્યા “ દુર્યોધન ! તુ પાડવોની સાથે સલાહ કર, અને કૌરવ કુળનુ રક્ષણ કર સલાહ કરવામાં આખા જગતનુ કલ્યાણ છે તુ કુળવાન છે, લજ્જાશીલ છે, શાસ્ત્રસપન્ન છે, દયાળુ છે, તો આટલુ તુ સ્વીકાર ”

ભીષ્મે અને દ્રોણે પણ દુર્યોધનને સલાહ કરવાનો જ ઉપદેશ આપ્યો આટલા બધા ઉપદેશો સાભળીને અકળાઇ રહેલો દુર્યોધન શ્રીકૃષ્ણ તરફ છ છેડાઇને બોલ્યોઃ “ કેશવ ! તમારે વિચાર કરીને બોલવુ જોઈએ. તમે ખાસ મારી નિંદા જ કરો છો. મને મારો કયો દોષ જણાતો જ નથી અમે પાંડવોનુ કશુ બગાડયુ નથી પાડવોને રાજ્યભાગ મળે તેમ નથી હુ જીવતો છુ

ત્યાં સુધી તીક્ષ્ણ સોયની અણીથી વીંધાય તેટલી પૃથ્વી પણ પાંડવોને આપવી નથી એ મારો કૃતનિશ્ચય છે! ભલે રણમાં વીરશય્યા કરશું પણ પાંડવોને કશું આપશું નહિ."

દુર્યોધનનો આવો જવાબ સાંભળીને શ્રીકૃષ્ણનાં નેત્રો લાલચોળ થઈ ગયાં, પણ તે ગમ ખાઈ ગયા અને બોલ્યા "તું વીરશય્યાની ઇચ્છા કરે છે એ તારો મનોરથ સિદ્ધ થશે. થોડા જ સમયમાં મહાન સંગ્રામ શરૂ થશે. હમણાં પાંડવો શાંતિથી જે માગે છે તે નહિ આપ તો તેમના હાથે નાશ પામીને તારે આપવું પડશે."

શ્રીકૃષ્ણ આ પ્રમાણે બોલે છે ત્યાં દુઃશાસન બોલી ઉઠ્યો "મોટાભાઈ! તમે પાંડવોની સાથે સલાહ નહિ કરો તો પિતા મને, તમને અને કર્ણને બાંધીને આ શ્રીકૃષ્ણને સોંપશે." દુઃશાસને આવું કહ્યું ત્યાં તો ફૂંફાડા મારતો દુર્યોધન સભામાંથી ઉઠ્યો અને ચાલતો થયો.

શ્રીકૃષ્ણે તો ધૃતરાષ્ટ્રને ચોખ્ખેચોખ્ખું જણાવી દીધું "તમે આ અભિમાની દુર્યોધનને બાંધીને પાંડવોને સોંપી દો."

આ બધા તોફાનમાં ધૃતરાષ્ટ્ર તો ગભરાઈ ગયા તેણે ગાંધારીને બોલાવીને દુર્યોધનને પાછો બોલાવ્યો અને ફરીફરીને દુર્યોધનને સમજાવવા લાગ્યા, પણ દુર્યોધન એમ સમજે? એ ગાંધારીને પણ ગાંઠે? એણે

તો ખુદ શ્રીકૃષ્ણને જ કેદ કરવાની બાજી રચી. પણ સાત્યકિ આ બાજીને કળી ગયો અને શ્રીકૃષ્ણને ઇશારો કરી દીધો એટલે શ્રીકૃષ્ણે બાજીને ઉંધી વાળતા જણાવ્યું "હે રાજા! તમારા પુત્રો મને કેદ કરવા ઇચ્છતા હોય તો ભલે મને કેદ કરે."

શ્રીકૃષ્ણનાં આવા વચન સાભળીને ધૃતરાષ્ટ્ર વગેરે બધા શરમાઈ ગયા અને દુર્યોધનને ઠપકો આપવા લાગ્યા. ધૃતરાષ્ટ્ર ફરીફરીથી શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા "શ્રીકૃષ્ણ! મારા પુત્રો પર મારૂ કેટલુ ચાલે છે તે તમે જાણો છો. હું સપ થાય એમ ઇચ્છુ છુ, સપને માટે યત્ન પણ કરૂ છુ; છતાં મારી સત્તા ચાલતી નથી"

શ્રીકૃષ્ણે રથમાં બેસતાં બેસતા ભીષ્મ વગેરેને જણાવ્યુ: "આજે સભામા જે થયુ તે તમે જેયુ છે રાજા ધૃતરાષ્ટ્ર પૃથ્વીપતિ હોવા છતાં 'મારી સત્તા ચાલતી નથી' એવુ બોલે છે તે પણ તમે સાભળ્યુ છે હવે તમારી સર્વની રજા લઇને હુ યુધિષ્ઠિર પાસે પાછો જાઉ છુ" એ પ્રમાણે કહીને શ્રીકૃષ્ણ રથમાં બેસીને ઉપપ્લવ્ય તરફ જવા નીકળ્યા

## ૮

રસ્તામા શ્રીકૃષ્ણ પોતાની ફોઈ કુતીને મળવ રોકાયા અને સભાની તમામ હકીકત તેને કહી

સમળાવી. શ્રીકૃષ્ણે કહેલી હકીકત સાંભળતાં જ કુંતીના રૂંવાડાં ઉભા થયા અને તે બોલી "હે કેશવ! મારા યુધિષ્ઠિરને કહેજો કે તને જન્મ આપનારી કુંતી આજે ક્ષેળિયા અન્ન માટે બીજા સામુ જુએ છે તમે મારા પુત્રોને કહેજો કે ક્ષત્રિયાણી જેને માટે પુત્રને જન્મ આપે છે તે હેતુ સાર્થક કરવાનો વખત આવી લાગ્યો છે મારી પુત્રવધૂ દ્રૌપદીને દુ:શાસને જે વચનો સંભળાવ્યા હતાં તે ફરીથી ભીમ અને અર્જુનને કહી સંભળાવજો હવે તમે જાઓ મારા પુત્રોનુ પાલન કરજો " આ પ્રમાણે કુંતીને મળીને શ્રીકૃષ્ણ બહાર નીકળ્યા અને કર્ણને પોતાની સાથે રથમા લઇ હસ્તિના પુરની બહાર આવ્યા

રસ્તામા શ્રીકૃષ્ણે કર્ણની સાથે મોટીએક મસલત કરી શ્રીકૃષ્ણે કર્ણને તેના જન્મ વગેરેની સાચી હકીકત જણાવતાં કહ્યુ "તુ પાંડવોનો મોટો ભાઈ છે, પાંચે પાંડવો તને જ રાજા બનાવશે અને તારી આજ્ઞામા રહેશે તુ આજે આ દુષ્ટ કૌરવોને છોડીને ચાલ્યો આવ, અને પછી જો "

પણ કર્ણે શ્રીકૃષ્ણની આ સલાહ સ્વીકારી નહિ. તેણે જણાવ્યુ: "હે શ્રીકૃષ્ણ! તમે કહ્યુ તે બધુ હુ જાણુ છુ મેં દુર્યોધનના આશ્રયથી જ નિષ્કંટક રાજ્ય મેળવ્યુ છે, અને દુર્યોધને મારી મૈત્રી પર તો આ

સગ્રામ આદર્યો છે રણમાં અર્જુનની સામે મારે ઉતરવુ એવી દુર્યોધનની ગણતરી છે મધુસૂદન! માટે હું તમારી વાતને સ્વીકારી શકતો નથી જેની મૈત્રી આજ સુધી રાખી તેને આજે હું ત્યજતાં શરમાઉં છુ માટે હું તો દુર્યોધનને પડખે રહેવાનો અને ત્યા જ મરવાનો"

આ પ્રમાણે કહીને કર્ણ રથમાંથી નીચે ઉતર્યો અને શ્રીકૃષ્ણે પોતાનો રથ વિરાટનગર તરફ હંકારી મૂકયો.

ત્યાર પછી તો એક વાર લાગ જોઇને કુંતી પણ ગગાને પેલે પાર કર્ણનો મહેલ હતો ત્યાં ગયાં અને તેની પાછળ ઉભા રહ્યા એટલે કર્ણે તેમને વદન કરતાં કહ્યું "અધિરથનો પુત્ર તમને પ્રણામ કરે છે તમે અહી શા માટે આવ્યાં છો?"

કર્ણનાં આવા વચનો સાંભળી કુંતી બોલ્યા "હે કર્ણ! તુ કુંતીનો પુત્ર છે, ને સૂતકુળમાં જન્મ્યો નથી તુ તો મારાથી ઉત્પન્ન થયો છે માટે તુ પાડવોનો વડીલ ભાઇ થઇને પાડવોની સેવાનો અનુભવ કર"

કુંતીના આવા વચન સાભળીને કર્ણને પહેલાં તો ઠીક ઠીક રીસ ચડી. તે બોલ્યો "હે ક્ષત્રિયાણી! તમે મારો ત્યાગ કરીને મને નાહક દુઃખમાં નાખ્યો છે, અને છતાં આજે તમારા સ્વાર્થને લીધે તમે મને પોતાનો કરવા નીકળ્યા છો! કૌરવોએ આજ સુધી મારૂ સ માન કર્યું છે તેમને આજે હું કેવી રીતે તરછોડુ? હું તો દુર્યો

ધનનો દેવાદાર છુ છતા કુતી ! તમો મારાં માતા છો, એટલે તમારૂ આગમન કેવળ મિથ્યા નહિ થાય. હુ અર્જુન વિના તમારા બીજા કોઈ પુત્રને મારીશ નહિ પાંડવોની પાચની સખ્યા કાયમ રહેશે. અર્જુન મરશે તો હુ પાડવોની સાથે છુ, નહિતર હુ મરીશ એટલે પાંડવો તો રહેશે જ "

કર્ણનાં આવા વચન સાંભળીને કુતીએ તેને આશીર્વાદ આપ્યો અને પાછા પોતાને મહેલે આવી ગયા

૯

આ બાજુ શ્રીકૃષ્ણ ઉપપ્લવ્યમાં આવ્યા અને કૌરવ-સભામા બનેલી તમામ હકીકત પાંડવોને કહી સભળાવી, અને ઉપસહારમા જણાવ્યુ "કૌરવો યુદ્ધ કર્યા વિના તમને રાજ્ય આપવાના નથી એ ચોક્કસ સમજજો "

ત્યાર પછી પાંડવોએ યુદ્ધની તૈયારીઓ વધારે જોસથી કરવા માડી સાત્યકિએ કુરુક્ષેત્રમા હિરણ્વતી નદીના કિનારા પર છાવણી માટે જમીનની માપણી કરાવી, શ્રીકૃષ્ણે ત્યા એક મોટી ખાઈ ખોદાવી અને રખેવાળીની યોજના કરી, તથા થાણાઓ બેસાડ્યાં

આ પ્રમાણે કૌરવોએ પણ ભીષ્મને મુખ્ય સેનાપતિ નીમીને કુરુક્ષેત્રમાં પડાવ નાખ્યો પાંડવાએ તો ધૃષ્ટદ્યુમ્નને મુખ્ય સેનાપતિ નીમ્યો હતો

ત્યાર પછી દુર્યોધને શકુનિના પુત્ર ઉલૂકને પાંડવો પાસે મોકલ્યો અને ઉલૂક દ્વારા બધાય પાંડવોને મહેણાં સંભળાવ્યાં; એટલે પાંડવોએ પણ એ ઉલૂક સાથે જ સામાં એટલાં જ મહેણાં મોકલ્યાં. ઉલૂક પાંડવોની છાવણીમાંથી પાછો ફર્યો એટલે તરત જ બીજે દિવસે બન્ને સૈન્યો યુદ્ધ માટે તૈયાર થઈ ગયાં.



# ભીષ્મ પર્વ

## ૧

પાંડવો તથા કૌરવોની વચ્ચે યુદ્ધના મંડાણ થઈ ચૂક્યાં અને લડાઈના શંખો પણ ફૂંકાઈ ચૂક્યા. પાંડવોની સાત અક્ષૌહિણીની સેના સામે કૌરવોએ પોતાની અગિયાર અક્ષૌહિણી સેનાને મૂકી દીધી, પૃથ્વી પર સૂર્યનારાયણનો ઉદય થયો અને હાથીઓ, ઘોડાઓ, રથો, પાલખી વગેરે ખળભળ્યા તથા પોતપોતાને સ્થાને ગોઠવાવા લાગ્યાં એક મોટા રથમાં બેઠેલા ભીષ્મ પિતામહ કૌરવસેનાને મોખરે આવીને ઉભા રહ્યા, અને

આખાય સૈન્યને પી જતા હોય તેમ લાંબી નજરે પાં
ડવોના લશ્કરને જોવા લાગ્યા. તેમના ધોળા વાળ અને
ધોળી દાઢી કઠણમા કઠણ હૈયાને પણ મૃદુ બનાવે તેવાં
હતાં. તેમને જ પડખે કૃપાચાર્ય, દ્રોણ, અશ્વત્થામા,
દુર્યોધન વગેરે ગોઠવાતા હતા

પરંતુ આ બધો વખત એક હૈયામા ભારે મન્થન
ચાલી રહ્યું હતુ અર્જુન આમ પાંડવપક્ષનો હતો છતાં
બન્ને પક્ષોની નજર તેના તરફ હતી અર્જુનનું ગાંડીવ
આ મહાયુદ્ધમા આખરી નિર્ણય લાવવાનું છે એમ સૌ
કોઈના મનમાં વસી ગયુ હતુ એથીયે વધારે ઉંડા
ઉતરીને વિચાર કરનારા લોકો તો સમજતા હતા કે આ
યુદ્ધનો જય પરાજય અર્જુનના હાથમા હતો, અને તેથીયે
વધારે અર્જુનના સારથિ શ્રીકૃષ્ણના હાથમાં હતો આ
પ્રમાણે અર્જુનનો રથ જ જ્યારે તમામ યોદ્ધાઓનુ ધ્યાન
ખેચી રહ્યો હતો ત્યારે, એ જ ક્ષણે, અર્જુનના હૈયામાં
ભારે મન્થન ચાલી રહ્યું હતુ પોતાની સન્મુખ ભીષ્મ
જેવા પૂજ્યોને અને દ્રોણગુરુ જેવા ગુરુઓને ઉભેલા
જોઇને તે ખળભળી ગયો, તેને શરીરે પરસેવો છૂટ્યો, તેની
આંખે અંધારાં આવ્યાં અને હાથમાંથી ગાંડીવ સરવા
લાગ્યુ આવી દીન દશામાં તેણે શ્રીકૃષ્ણને કહ્યુ "હે
શ્રીકૃષ્ણ ! આ દ્રોણ વગેરેને રાજ્યને માટે મારે મારી
નાખવા એ મારો ધર્મ કે આ પૂજ્યોને બચાવીને ભિક્ષાથી

દેહનિર્વાહ કરવો એ મારો ધર્મ, તે હું નક્કી કરી શકતો નથી મારૂ કલ્યાણ શામાં છે તે મને સૂઝતું નથી હું આપને શરણે છું મારૂ કલ્યાણ શામા છે તે નક્કી કરીને આપ મને જણાવો ” એમ કહીને અર્જુને ગાંડીવને રથમાં હેઠું મૂક્યુ અને મૂઢ બનીને બેસી ગયો.

આ પ્રમાણે જેનો આત્મા ઉંડાણમાંથી ખળભળી ઉઠ્યો છે એવા અર્જુનનો શ્રીકૃષ્ણે વાસો થાબડ્યો, તેને ધર્મઅધર્મના સૂક્ષ્મ ભેદો સમજાવ્યા, મોઢેથી શાસ્ત્રના શબ્દો બોલનારને શાસ્ત્રનુ જીવત રહસ્ય સ્પષ્ટતાથી સમજાવ્યુ અને જે મહા કર્તવ્ય આજે તેની સામે ખડુ થયુ છે તેનુ જરાય અભિમાન વિના પાલન કરવામા જ કલ્યાણ છે, એટલુ તેના મન પર ઠસાવ્યુ આથી અર્જુન પાછો ટટ્ટાર થયો અને દીનતાને ખ ખેરીને ગાંડીવનો ટંકાર કરવા લા ગ્યો.

યુદ્ધના પહેલાં બાણો છૂટ્યાં તે પહેલા મહારાજ યુધિષ્ઠિર પોતાના રથમાંથી હેઠા ઉતરીને પગે ચાલતા ભીષ્મ પાસે ગયા ત્યા જઈને તેમને પ્રણામ કર્યા અને યુદ્ધની આજ્ઞા અને આશીર્વાદ માગ્યા. યુધિષ્ઠિરની આ ભાવનાથી ભીષ્મ તેમના પર બહુ પ્રસન્ન થયા, અને તેમને વિજયના આશીર્વાદ આપ્યા. ત્યાર પછી યુધિષ્ઠિર આ પ્રમાણે જ દ્રોણાચાર્ય તથા કૃપાચાર્ય પાસે પણ ગયા અને તેમના પણ આશીર્વાદ મેળવ્યા.

પછી યુદ્ધ શરૂ થયુ

આખાય સૈન્યને પી જતા હોય તેમ લાખી નજરે પોતાના લશ્કરને જોવા લાગ્યા તેમના ધોળા વાળ અને ધોળી દાઢી કઠણુગાં કઠણ હૈયાને પણ મૃદુ બનાવે તેવા હતા તેમને જ પડખે કૃપાચાર્ય, દ્રોણ, અશ્વત્થામા, દુર્યોધન વગેરે ગોઠવાતા હતા

પરતુ આ બધો વખત એક હૈયામાં ભારે મન્થન ચાલી રહ્યું હતુ અર્જુન આમ પાડવપક્ષનો હતો છતા બન્ને પક્ષોની નજર તેના તરફ હતી અર્જુનનુ ગાંડીવ આ મહાયુદ્ધમા આખરી નિર્ણય લાવવાનુ છે એમ સૌ કોઈના મનમાં વસી ગયુ હતુ એથીયે વધારે ઉંડા ઉતરીને વિચાર કરનારા લોકો તો સમજતા હતા કે આ યુદ્ધનો જય પરાજય અર્જુનના હાથમાં હતો, અને તેથીયે વધારે અર્જુનના સારથિ શ્રીકૃષ્ણના હાથમા હતો આ પ્રમાણે અર્જુનનો રથ જ જ્યારે તમામ યોદ્ધાઓનુ ધ્યાન ખેચી રહ્યો હતો ત્યારે, એ જ ક્ષણે, અર્જુનના હૈયામા ભારે મન્થન ચાલી રહ્યું હતુ પોતાની સન્મુખ ભીષ્મ જેવા પૂજ્યોને અને દ્રોણગુરુ જેવા ગુરુઓને ઉભેલ જોઇને તે ખળભળી ગયો; તેને શરીરે પરસેવો છૂટ્યો, તેની આંખે અંધારાં આવ્યાં અને હાથમાંથી ગાંડીવ સરવા લાગ્યુ આવી દીન દશામાં તેણે શ્રીકૃષ્ણને કહ્યુ "હે શ્રીકૃષ્ણ ! આ દ્રોણ વગેરેને શત્રુને માટે મારે મારી નાખવા એ મારો ધર્મ કે આ પૂજ્યોને બચાવીને ભિક્ષાથી

દેહનિર્વાહ કરવો એ મારો ધર્મ, તે હું નક્કી કરી શકતો નથી. મારૂ કલ્યાણ શામાં છે તે મને સૂઝતું નથી હું આપને શરણે હું મારૂ કલ્યાણ શામાં છે તે નક્કી કરીને આપ મને જણાવો " એમ કહીને અર્જુને ગાંડીવને રથમાં હેઠું મૂક્યુ અને મૂઢ બનીને બેસી ગયો.

આ પ્રમાણે જેનો આત્મા ઉંડાણમાથી ખળભળી ઉઠ્યો છે એવા અર્જુનનો શ્રીકૃષ્ણે વાંસો થાબડ્યો, તેને ધર્મઅધર્મના સૂક્ષ્મ ભેદો સમજાવ્યા, મોઢેથી શાસ્ત્રના શબ્દો બોલનારને શાસ્ત્રનુ જીવંત રહસ્ય સ્પષ્ટતાથી સમજાવ્યુ અને જે મહા કર્તવ્ય આજે તેની સામે ખડુ થયુ છે તેનુ જરાય અભિમાન વિના પાલન કરવામા જ કલ્યાણ છે, એટલુ તેના મન પર ઠસાવ્યુ આથી અર્જુન પાછો ટટ્ટાર થયો અને દીનતાને ખ ખેરીને ગાંડીવનો ટ કાર કરવા લાગ્યો.

યુદ્ધના પહેલાં બાણો છૂટ્યાં તે પહેલાં મહારાજ યુધિષ્ઠિર પોતાના રથમાંથી હેઠા ઉતરીને પગે ચાલતા ભીષ્મ પાસે ગયા ત્યાં જઈને તેમને પ્રણામ કર્યા અને યુદ્ધની આજ્ઞા અને આશીર્વાદ માગ્યા. યુધિષ્ઠિરની આ ભાવનાથી ભીષ્મ તેમના પર બહુ પ્રસન્ન થયા, અને તેમને વિજયના આશીર્વાદ આપ્યા. ત્યાર પછી યુધિષ્ઠિર આ પ્રમાણે જ દ્રોણાચાર્ય તથા કૃપાચાર્ય પાસે પણ ગયા અને તેમના પણ આશીર્વાદ મેળવ્યા.

પછી યુદ્ધ શરૂ થયુ

૭

એક બાજુ ભીષ્મ પિતામહ અને જગત આખાને બાળી દેવાની શક્તિ, બીજી બાજુ જુવાન અર્જુન અને તેનના કુશળ સારથિ શ્રીકૃષ્ણ ભીષ્મ પિતામહ એકમ અર્જુનની સામે ધસ્યા પણ તેને હઠાવી શક્યા નહિ. એક તરફ સાત્યકિ કૃતવર્માની સામે ધસ્યો, અભિમન્યુ અયોધ્યાના બૃહદ્‌બલની સાથે યુદ્ધમા જોડાયો, ભીમસેને દુર્યોધનને પકડ્યો; દુઃશાસન અને નકુળ ભેટ્યા; સહદેવે દુર્મુખને ઝપાટામાં લીધો; શલ્ય અને યુધિષ્ઠિર લડવા લાગ્યા; શંખ અને ભૂરિશ્રવા, ઘટોત્કચ અને અલંબુષ, વિરાટ અને ભગદત્ત, ગૌતમ કૃપાચાર્ય અને કેકય, દ્રુપદ અને જયદ્રથ આ બધાય દ્વંદ્વયુદ્ધમાં ઉતરી પડ્યા અને એકબીજાને વીંધવા લાગ્યા

પણ દરમ્યાન ભીષ્મ અને શ્વેતકુમારનુ દારુણ યુદ્ધ શરૂ થઈ ચૂક્યુ શલ્યે વિરાટના કુમાર ઉત્તરને મારી નાખ્યો ત્યારે વિરાટનો મોટોભાઇ શ્વેતકુમાર શલ્યને મારવા દોડ્યો અને શ્વેતકુમાર પર કૌરવપક્ષના સર્વ રાજાઓ એક સામટા તૂટી પડ્યા. આ તરફ અભિમન્યુ, ભીમસેન, સાત્યકિ, વિરાટ, દ્રુપદ વગેરે શ્વેતકુમારને પડખે આવી ચડ્યા અને યુદ્ધનો રંગ બદલ્યો. આખર તો શ્વેતકુમારે ભીષ્મને હઠાવ્યા અને આખી પાંડવ

પણ કર્યા, પણ તરત જ ભીષ્મે તેનું ધનુષ્ય કાપી નાખ્યું, તેના ઘોડાઓને મારી નાખ્યા, તેના સારથિનું માથું ઉડાવી દીધું અને એક બાણથી શ્વેતકુમારના બ્વચને તથા હૃદયને તોડી નાખ્યા શ્વેતકુમારના આવા મૃત્યુથી કૌરવો બધા હર્ષથી ગાજી ઉઠ્યા અને પાડવો બધા કંપી ઉઠ્યા. શ્વેતકુમારના મૃત્યુથી ક્રોધ પામેલો શખ કૌરવોની સામો ધસ્યો પણ તેનીયે એ જ દશા થઈ, એટલે પાડવોએ પોતાની સેનાને છાવણી તરફ પાછી વાળી અને પહેલો દિવસ પૂરો થયો.

ભીષ્મે પહેલે દિવસે જે કચ્ચરઘાણ વાળ્યો તે જોઇને યુધિષ્ઠિર ગભરાયા અને શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા "શ્રીકૃષ્ણ! ભીષ્મનો માર ખાઇને મારૂ લશ્કર નાસાનાસ કરી મૂકે છે હવે ભીષ્મની સામે લડવા કરતા હુ વનમા જઇશ. આજે હુ અપગ જેવો ગઇ ગયો છુ આ તમારો અર્જુન કેમ જાણે મધ્યસ્થ જેમ લડે છે બિચારો એકલો ભીમસેન ક્યા ક્યા પહોચશે?" આ પ્રમાણે બોલતા યુધિષ્ઠિરને શ્રીકૃષ્ણે શાત પાડ્યા અને કહ્યુ "તમે શોચ ન કરો. તમારો અર્જુન ધારે તે કરવા સમર્થ છે હુ અને સાત્યકિ તમારા પક્ષમા છીએ. આ દ્રુપદ, વિરાટ વગેરે મહા બળવાન રાજાઓ પણ તમારા જાણો છે" શ્રીકૃષ્ણનાં આવા વચન સાભળીને યુધિષ્ઠિર શાત થયા અને વળી ઉત્સાહથી યુદ્ધ શરૂ કર્યું

૩

બીજે દિવસે ભીષ્મે પાંડવસૈન્યનો કચ્ચરઘાણ વાળવો શરૂ કર્યો એટલે અર્જુને પોતાનો રથ તે તરફ હંકાર્યો અને ભીષ્મની સામે ભારે ટક્કર લીધી. ભીષ્મ અને અર્જુનનું આ દારુણ યુદ્ધ જોઇને સૌ કોઇ વિસ્મય પામ્યા હતા. આ વખતે જ બીજી તરફ દ્રોણ અને ધૃષ્ટદ્યુમ્નનું દ્વંદ્વયુદ્ધ ચાલ્યું અને તેની પાછળ તરત જ ભીમસેન અને કલિંગરાજ એક બીજાને લેટી પડ્યા. એ જ દિવસે અભિમન્યુ અને દુર્યોધનના પુત્ર લક્ષ્મણની વચ્ચે ભારે ઝપાઝપી થઇ.

ત્રીજે દિવસે ભીમસેને તથા ઘટોત્કચે કૌરવસેનામાં હાહાકાર બોલાવ્યો એટલે દુર્યોધન બિચારો ભીષ્મની પાસે દોડ્યો અને કડવાં વેણ કહી તેમને વીંધવા લાગ્યો. પણ ભીષ્મે જ્યારે તેને પોતાનું જોશ બતાવ્યું ત્યારે પાછો રાજી થઇને યુદ્ધમાં ધસ્યો.

ત્યાર પછી ભીષ્મ વધારે ઉગ્ર થયા. દુર્યોધનનાં કટાક્ષથી તે ઉશ્કેરાઈ ગયા હતા અને એ જોશમાં ને જોશમાં તેમણે અર્જુનને ગભરાવી નાખ્યો અને પાંડવ-સૈન્યને વીંધી નાખ્યું. ભીષ્મને અર્જુન પર બાણો વર્ષાવતા જોઇને શ્રીકૃષ્ણે મનમાં વિચાર કર્યો "આજે હવે આ પાંડવોનું સૈન્ય રહે તેમ લાગતું નથી; હું પોતે જ આ ભીષ્મને મારીને પાંડવોને નચિંત કરી નાખું. અર્જુન

ભીષ્મ તરફના માનને લીધે પોતાનુ કર્તવ્ય સમજતો નથી " આ પ્રમાણે શ્રીકૃષ્ણ વિચાર કરે છે ત્યા તો પાંડવોના નાસી જતા યોદ્ધાઓને સાત્યકિ હાકલ કરવા લાગ્યો, પણ તેઓ તો નાઠા તે નાઠા જ ! એટલે શ્રીકૃષ્ણને ધીરજ ન રહી. તે બોલી ઉઠયા "હે સાત્યકિ ! હુ પોતે જ આજે સુદર્શન ચક્રથી આ ભીષ્મના પ્રાણ લઉં છુ તે તુ જો. આ શત્રુઓને મારીને હુ પોતે રાજા યુધિષ્ઠિરને રાજ્ય આપીશ " એમ કહીને શ્રીકૃષ્ણે અર્જુનના રથના ઘોડાઓની લગામ છોડી દીધી, સુદર્શન ચક્ર હાથમા લીધુ અને કોઇ મદોન્મત્ત હાથીને સિહ મારવા નીકળે તેમ ભીષ્મને મારવા દોડ્યા.

હાથમા ચક્ર લઇને આવતા શ્રીકૃષ્ણને જોઇને ભીષ્મ ગભરાયા વિના બોલવા લાગ્યા. "હે શ્રીકૃષ્ણ ! આજે તમે મને મારવા આવ્યા તેથી ત્રણ લોકમાં હુ અહોભાગી થયો છુ "

આ બાજુ શ્રીકૃષ્ણને ચક્ર લઇને દોડતા જોયા એટલે અર્જુન રથમાંથી કૂદ્યો અને તેમને પકડી લીધા; પણ શ્રીકૃષ્ણ તો અર્જુનને પણ ઘસડતા ભીષ્મ તરફ વધ્યા એટલે અર્જુન બોલ્યો "હે શ્રીકૃષ્ણ ! આપ પાછા ફરો. હુ ભીષ્મને મારવા જરૂર મથીશ " અર્જુને આ પ્રમાણે કહ્યુ એટલે શ્રીકૃષ્ણે ચક્રનો ત્યાગ કર્યો અને પાછા રથ પર ચઢીને ઘોડાઓની લગામ હાથમા લીધી ત્યાર પછી

તો અર્જુને ભારે પરાક્રમ કરી બતાવ્યુ અને સાંજ પડી એટલે યુદ્ધ બંધ થયુ ત્યારે સૌ પોતપોતાની છાવણી તરફ ગયા

૪

ચોથે દિવસે ભીષ્મ અને અર્જુનનુ દ્વંદ્વયુદ્ધ થયુ અને ભીમસેને તો હદ જ કરી ! ભીમસેનની ગદાથી ઘવાયેલા હાથીઓ સૈન્યમા આમતેમ દોડતા હતા અને મહારથીઓના રથો ભાગીને ચૂરેચૂરા કરી નાખતા હતા. ભીમના પુત્ર ઘટોત્કચે ભગદત્તને મૂઝવી માર્યો અને રૂવાડા ઉભા કરે તેવુ ઉગ્ર યુદ્ધ શરૂ કર્યું આખરે કૌરવોએ થાકીને સેનાને પાછી વાળી અને પાડવો હર્ષનાદ કરતા છાવણી તરફ વળ્યા.

પાચમો દિવસ તેમ જ છઠ્ઠો દિવસ સંકુલ યુદ્ધમા જ પસાર થયા ભીમસેન, ધૃષ્ટદ્યુમ્ન, દ્રુપદરાજ વગેરેએ તેમ જ દુર્યોધનના ભાઇઓએ આ દિવસોમા પોતપોતાનું બળ અજમાવ્યુ અને શત્રુને પીડા કરવામાં બાકી ન રાખી તેમાય ભીમસેને તો ગજબ કર્યો ભીમસેનનુ પરાક્રમ જોઇને ધર્મરાજ પોતે પણ બહુ રાજી થઈ ગયા.

પણ દુર્યોધનને આ રાતે ઊંઘ ન આવી. એ તો ભીમને જ યાદ કરતો અને તેના જ પરાક્રમને પ્રત્યક્ષ જોતો ભીષ્મની પાસે ગયો અને બોલ્યો. "મહારાજ ભીષ્મ ! હુ આજે ભયભીત થઈ ગયો છુ તમારી

આશાથી મે આ યુદ્ધ માડયુ છે મને પહેલેથી આવી ખબર હોત તો હુ આ યુદ્ધનુ મ ડાણુ કર્યા પહેલા વિચાર કરત ” આ પ્રમાણે બોલતા દુર્યોધનનું ભીષ્મે સાંત્વન કર્યું અને કહ્યુ “ હુ તને વિજય અપાવવાની ઘણીયે મહેનત કરૂ છુ પણ પાડવો સહેજે જીતાય તેવા નથી છતા જા, આ રણુસગ્રામમા તારા માટે હુ મારા જીવિતનુ પણ રક્ષણ નહિ કરૂ એ ભૂલતો નહિ.”

આ પ્રમાણે કહીને ભીષ્મ બીજે દિવસે વળી યુદ્ધમા ઉતર્યા અને કેટલાય ધુરંધર શત્રુઓને યુદ્ધમાં રગદોળ્યા. છતા આ સાતમા દિવસને અ તે પાડવોએ કૌરવોનો ઘાણુ વાળ્યો અને દિવસને અ તે પોતાની છાવણી તરફ પાછા ફર્યા

૭

આઠમે દિવસે પણ ભીમસેન, નકુળ અને સહદેવે પરાક્રમોથી સર્વને આજી નાખ્યા; તેમાય ઘટોત્કચે તો હદ કરી ઘટોત્કચે દુર્યોધનની પીઠ પકડી અને પોતાની રાક્ષસી માયાથી તેને ગભરાવી દીધો ભીમસેન અને ભગદત્ત બન્નેએ એકબીજા સાથે પ્રચ ડ યુદ્ધ ખેલ્યુ અને આખી યુદ્ધભૂમિ એવી પ્રચ ડ બની ગઈ કે દુર્યોધને તો મનમા વિજયની બધી આશા છોડી દીધી તે પોતે ભીષ્મની પાસે ગયો અને કહેવા લાગ્યો “ આ યુદ્ધમાં અમે તમારો આશ્રય કર્યો છે તમે વીર પાડવોનો નાશ કરવા સમર્થ છો, પણ પાડવો પર દયાથી કે મારા પર

દ્વેષથી કે મારાં કમનસીબથી તમે તેમ કરતા નથી. તો પછી કર્ણને યુદ્ધ કરવાની રજા આપો એટલે એ પાંડવોને હરાવશે. તમારાથી એ નહિ બને ”

દુર્યોધનનાં આવા વચન સાંભળીને ભીષ્મને ખૂબ લાગી આવ્યું છતા તેમણે તેને એક પણ અપ્રિય વચન કહ્યું નહિ; ઉલટા તેને પ્રસન્ન કરવા હોય તેમ બોલ્યા. “ દુર્યોધન ! તું સુખેથી સૂઈ જા. આવતી કાલે હું એવું મહાન્ યુદ્ધ કરીશ કે પૃથ્વી રહેશે ત્યા સુધી લોકો તેને યાદ કરશે. ”

૫

યુદ્ધનો નવમો દિવસ શરૂ થયો અને ફરી વાર અભિમન્યુને અલંબુષની સાથે ઝપાઝપી શરૂ થઈ ભીમ સેને કાળભૈરવનું સ્વરૂપ ધારણ કરીને પોતાની લોઢી તરસી ગદાને ફેરવવા માડી; ભીષ્મ અને સાત્યકિ એક તરફ પ્રચંડ યુદ્ધ લડી રહ્યા અને ભીષ્મે તો સૂકા ઘાસના વનમાં અગ્નિ પડે તેમ પાંડવસૈન્યનો વિનાશ જ કર્યે રાખ્યો.

ભીષ્મના આ કૃત્યથી શ્રીકૃષ્ણે ફરીથી અર્જુનને જરા ચોકાવ્યો અને બોલ્યા. “ અર્જુન ! તારે તારી પ્રતિજ્ઞાઓ સિદ્ધ કરવાનો વખત આવી લાગ્યો છે તું મોહને છોડીને આ ભીષ્મ પર પ્રહાર કર ” એમ કહીને શ્રીકૃષ્ણે અર્જુનના રથને ભીષ્મ તરફ હાંક્યો અને અર્જુને

ગાંડીવ પરથી બાણો છોડવા માંડ્યાં પણ ત્યાં તો ભીષ્મે
અર્જુન પર એવો મારો ચલાવ્યો કે અર્જુન ઢીલો થઈ
ગયો અને શ્રીકૃષ્ણને લાગ્યું કે હમણા ભીષ્મ પાંડવોનો
નાશ કરશે એટલે ફરીથી શ્રીકૃષ્ણ રથ પરથી નીચે
ઉતર્યા અને ચક્રને લઈને ભીષ્મ તરફ દોડ્યા. શ્રીકૃષ્ણને
આવતા જોઈને ભીષ્મ તો ગાજી ઉઠ્યા. "આવો આવો,
પુરુષોત્તમ! આવો" પણ ત્યાં તો પાછળથી અર્જુને
દોડતા આવીને શ્રીકૃષ્ણને પકડી લીધા અને કહ્યું "હું
લડીશ નહિ એમ કહ્યા છતાં તમે શા માટે શસ્ત્ર હાથમાં
લ્યો છો? કેશવ! હું અવશ્ય પિતામહનો વધ કરીશ."
અર્જુનના આ વચન સાંભળીને શ્રીકૃષ્ણ પાછા ફર્યા અને
ફરીથી રથ પર ચડ્યા સાંજ પડવા આવી એટલે બન્ને
સૈન્યો પોતપોતાની છાવણી તરફ પાછાં વળ્યા

યુદ્ધનો દસમો દિવસ ઉગ્યો અને ભીષ્મે પાંડવો
પર તીક્ષ્ણ બાણો છોડવા માંડ્યા પાંડવો બધા એકઠા
થઈને ભીષ્મની સામે ટક્કર લેવા મથતા હતા ત્યારે
ભીષ્મ બોલ્યા "આજે કાં તો તમે નથી, અને કાં
તો હું નથી"

અર્જુને શિખંડીને આગળ કરીને ભીષ્મની સામે
મૂક્યો અને તેનું રક્ષણ કરતો પોતે ઉભો રહ્યો. છતાં
ભીષ્મ તો દ્રુપદ જેવા પાંડવોનો સંહાર કર્યે જતા હતા,
અને અર્જુન કૌરવોની સેનાને કાપી નાખતો હતો આજે

દુર્યોધન કૌરવસેનાને ઉત્સાહ આપતો હતો; આ તરફ ભીમસેન પણ પોતાની ગદા વડે અનેક વીરોનુ મર્દન કરતો હતો. પણ આ બધાયમા ભીષ્મ અને અર્જુનનુ યુદ્ધ સૌનુ ધ્યાન ખેચી રહ્યુ હતુ

એવામા ભીષ્મ મહારાજ યુધિષ્ઠિરને કહેવા લાગ્યા: "હે યુધિષ્ઠિર ! હુ હવે મારા શરીરથી કંટાળી ગયો છુ રણુમા અનેક મનુષ્યોનો સહાર કરતા કરતા મારો ઘણો કાળ વીતી ગયો છે માટે તુ અર્જુનને આગળ કરી મારો વધ કરવાનો પ્રયત્ન કર "

ભીષ્મની આવી વાણી સાભળીને યુધિષ્ઠિર પોતાના સૈનિકોને ઉત્સાહ આપતા બોલ્યા "હે સૈનિકો ! ધસો, આગળ ધસો. આજના યુદ્ધમા ભીષ્મથી ડરશો નહિ "

ત્યાર પછી અર્જુને શિખડીને આગળ કરીને યુદ્ધ કરવા માડ્યુ ભીષ્મે અને અર્જુને પરસ્પરની સેનાનો ઘોર વધ કરવો શરૂ કર્યો આખરે અર્જુનના બાણોથી છિન્નભિન્ન થયેલા ભીષ્મ સૂર્ય અસ્ત થવાની તૈયારીમા હતો ત્યારે પૂર્વ તરફ મસ્તક રાખીને રથ પરથી નીચે પડ્યા; અને ભીષ્મ ગડ્યા તેની સાથે જ કૌરવોનાં મન પણ નીચે પડી ગયા

ભીષ્મને પડેલા જોઈને પાંડવસેના હર્ષમાં આવી ગઈ ભીષ્મ પડ્યા એ સમાચાર સાભળીને દ્રોણુને મૂર્છા આવી, બન્ને સૈન્યોએ યુદ્ધ બધ કર્યું અને અનેક રાજા

મહારાજાઓ બાણશય્યા પર સૂતેલા ભીષ્મની આસપાસ વીંટાઇ વળ્યા. ત્યાર પછી ભીષ્મની આજ્ઞાથી અર્જુને તેમના લટકતા માથાને બાણોનુ ઓશિકુ આપ્યુ પછી ભીષ્મે દુર્યોધનને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું "બેટા! હજી પણ સમજ આ અર્જુનને યુદ્ધમા કોઈ રીતે જીતી શકાય તેમ નથી પાંડવોને તેમનુ અર્ધ રાજ્ય આપી દે મારા આ વચનોને તુ નહિ માને તો તારે અંતે પસ્તાવુ પડશે." પરંતુ ભીષ્મના આ વચનો દુર્યોધનને રુચ્યા નહિ.

૬

ત્યાર પછી સૌ પોતપોતાને ઠેકાણે ગયા એટલે કર્ણ ભીષ્મ પાસે આવ્યો અને ગદ્ગદિત કંઠે બોલ્યો. "હે પિતામહ! હુ આપના દર્શનાર્થે આવ્યો છુ"

કર્ણના આવાં વચન સાંભળીને ભીષ્મ બોલ્યા. "આવ મારા પ્રતિસ્પર્ધી કર્ણ! આવ તુ કુંતીપુત્ર છો એ હુ જાણુ છુ તને આજ સુધી મે કઠોર વચનો કહ્યા છે કારણ કે તારી બુદ્ધિ અધર્મથી બગડી છે હવે તુ પાંડવોની સાથે સલાહ કર"

ભીષ્મના આવા વચનો સાંભળીને કર્ણ બોલ્યો. "પિતામહ! મને અધિરથે ઉછેરીને મોટો કર્યો છે, અને મે દુર્યોધનનુ નિમક ખાધુ છે માટે આજે હું

દુર્યોધનને છેહ આપી શકતો નથી માટે આપની આજ્ઞા લીધા પછી જ યુદ્ધ કરવુ એવો મારો વિચાર છે, માટે આપ મને આજ્ઞા આપો મારાથી આજ સુધીમાં ન કહેવાનુ આપને કહેવાયુ હોય તે સર્વની આપ મને ક્ષમા આપો."

કર્ણનાં આવાં વચનો સાંભળીને ભીષ્મ બોલ્યા. "હે કર્ણ ! હું જાણું છુ કે આજે હવે વૈર છોડયુ છોડાય તેમ નથી, માટે હું તને યુદ્ધ કરવાની આજ્ઞા આપું છું હવે તું તારા રાજા માટે યુદ્ધ કરી જન્મ સફળ કર."

આ પ્રમાણે ભીષ્મની આજ્ઞા લઈને રાધાપુત્ર કર્ણ રથમાં બેસીને દુર્યોધન પાસે ગયો.



# દ્રોણપર્વ

## ૧

ભીષ્મ પિતામહ પડ્યા એટલે બધા કૌરવોનુ મન કર્ણ તરફ ગયુ એટલામા તો ભીષ્મના આશીર્વાદ લઇને કર્ણ દુર્યોધનની પાસે આવી પહોચ્યો. અણીને વખતે કર્ણને આવેલો જોઇને દુર્યોધન ખૂબ હર્ષ પામ્યો અને બોલ્યો. "હે કર્ણ ! તુ આવ્યો એટલે હુ મારા અનાથ સૈન્યને સનાથ સમજુ છુ આજ દસ દિવસ સુધી ભીષ્મે સેનાપતિપદે રહીને આપણુ યુદ્ધ ચલાવ્યુ હવે તેના પછી આપણે કોને સેનાપતિ

નીમશુ ? નાયક વિનાની સેના નાશ પામે છે માટે એ પદને માટે આપણામાં કોણ યોગ્ય છે તે તુ વિચારી કહે."

દુર્યોધનનુ કહેવુ સાભળીને કર્ણે જવાબ વાળ્યો "મહારાજ ! આપણા પક્ષનો કોઈ પણ યોદ્ધો એ પદને લાયક તો છે જ; પણ આપણા તમામના ગુરુ, વૃદ્ધ અને શસ્ત્રધારીઓમા શ્રેષ્ઠ એવા દ્રોણાચાર્ય હોય ત્યા સુધી બીજા કોઇને સેનાપતિ કરી શકાય નહિ"

કર્ણનો અભિપ્રાય દુર્યોધનને રુચ્યો એટલે તેણે દ્રોણની પાસે જઇને જણાવ્યુ "હે ગુરુ ! ભીષ્મ પડ્યા એટલે હવે આપ અમારૂ રક્ષણ કરો. આપ અમારા સેનાપતિ બનો અને પાંડવોની સામે અમને વિજય અપાવો."

દુર્યોધનની આ વાણી સાભળીને બીજા કૌરવોએ જયનાદ કરી મૂક્યો. દ્રોણાચાર્ય પોતે દુર્યોધનને કહેવા લાગ્યા. "દુર્યોધન ! હુ વેદોને, વેદોના છ અંગોને, મનુએ કહેલી અર્થવિદ્યાને, શિવે આપેલાં અસ્ત્રને અને તે ઉપરાંત અનેક જાતના શાસ્ત્રોને જાણુ છુ હુ પાંડવો સાથે જરૂર યુદ્ધ કરીશ. પણ ધૃષ્ટદ્યુમ્નની સામે યુદ્ધ કરવુ એને જરા ભારે પડે છે; છતા ફિકર નહિ."

પછી દુર્યોધને દ્રોણાચાર્યનો રીતસર સેનાપતિપદે અભિષેક કર્યો

૨

દ્રોણાચાર્ય સેનાપતિ થયા પછી તરત જ તેમણે દુર્યોધનને કહ્યું "મહારાજ! તમે મને આજે સેનાપતિ નીમીને ભારે માન આપ્યુ છે આ માનનો બદલો હું શી રીતે વાળુ ?"

દ્રોણના આવા વાક્યો સાભળીને દુર્યોધન તરત જ બોલ્યો. "જો તમે મને જ પૂછતા હો તો તો હુ એક જ વસ્તુ માગુ છુ તમે યુધિષ્ઠિર રાજાને જીવતો પકડીને મારી પાસે લાવો. મારે તેનો વધ નથી જોઈતો યુધિષ્ઠિરનો વધ થાય તો પાડવો એક પણ કૌરવ યોદ્ધાને જીવતો ન રાખે એ હુ બરાબર સમજુ છુ મારે તો યુધિષ્ઠિરને પકડીને ફરી વાર જુગાર રમાડવો છે, અને ફરીથી જગલમા મોકલવો છે એની પાછળ પાડવો પણ જગલમા જશે, અને હુ લાબા વખત સુધી નિરાંતે રાજ્ય કરીશ."

દુર્યોધનની આવી દુષ્ટતા જોઇને દ્રોણાચાર્યે સહેજ કપટવાળો જવાબ વાળ્યો. "મહારાજ! અર્જુન ઉભો હોય ત્યાથી યુધિષ્ઠિરને જીવતા પકડી લેવા એ તો કોઇથી થઇ શકે તેવુ નથી માટે તમે અર્જુનને યુદ્ધમાથી દૂર રાખી શકો તો યુધિષ્ઠિરને પકડીને હુ તમારે સ્વાધીન કરૂ"

દ્રોણાચાર્યને તેમની પ્રતિજ્ઞામાં બાંધી લેવાની ખાતર દુર્યોધને 'આચાર્યે યુધિષ્ઠિરને જીવતા પકડવાની પ્રતિજ્ઞા કરી છે' એવુ જાહેર કરી દીધુ, અને એ વાત વાયુવેગે પાંડવોની સેનામા પણ પહોચી ગઈ

દ્રોણની આવી પ્રતિજ્ઞાથી યુધિષ્ઠિર ગભરાયા પણ અર્જુને યુધિષ્ઠિરને જણાવ્યુ "મોટાભાઈ! તમારે ગભરાવાનુ કશુ કારણ નથી પૃથ્વીના ટુકડેટુકડા થઈ જાય તો પણ જ્યા સુધી હુ જીવતો છુ ત્યા સુધી તમને કોઇ પકડી શકનાર નથી એ ચોક્કસ માનજો."

ત્યાર પછી બન્ને સૈન્યો એક બીજાની સામે ધસ્યા અને દ્રોણાચાર્ય પાંડવસેનામા પેસીને ચારે તરફ ઘૂમવા લાગ્યા, અને પાંડવ સૈન્યનો સંહાર કરવા લાગ્યા. પૌરવ રાજા રથમા બેસીને અભિમન્યુની સામે ધસ્યો એટલે અભિમન્યુ તેના પર કૂદી પડ્યો, અને તેના કેશ પકડીને તેને પૃથ્વી પર પટક્યો. એટલે જયદ્રથથી ન રહેવાયુ જયદ્રથ અને અભિમન્યુ માતેલા સાંઢની માફક એક બીજા સાથે લડવા લાગ્યા અને પરસ્પરને ઠીક ઠીક થકવી છૂટા પડ્યા. ત્યાર પછી શલ્ય અને અભિમન્યુ સામસામા આવી ગયા, અને થોડી વારમા જ અભિમન્યુને ખસેડીને ભીમસેન શલ્યની સામે આવી ચડ્યો શલ્ય અને ભીમનુ મહાયુદ્ધ જોવા જેવુ હતુ છેવટે ભીમની ગદાના પ્રહારથી શલ્યને મૂર્છા આવી એટલે તેને ખસેડીને તેની

જમાએ કૃતવર્મા આવ્યો અને ભીમના ઘા ઝીલવા લાગ્યો.

બીજી બાજુ કર્ણનો પુત્ર વૃષસેન એકલો જ નાસભાગ કરતી કૌરવસેનાને રોકી રહ્યો, અને પાંડવો પર સખ્ત બાણો છોડવા લાગ્યો પણ ત્યાં તો દ્રૌપદીના પુત્રો દોડી આવ્યા અને કૌરવસૈન્યમાં ભંગાણ પાડવા લાગ્યા. આચાર્યે "હે શૂરા યોદ્ધાઓ! તમે નાસભાગ ન કરો." એમ બૂમ પાડી, અને સીધા યુધિષ્ઠિર સામે ધસ્યા. વિરાટ, દ્રુપદ, સાત્યકિ, કૈકય કુમારો બધા યુધિષ્ઠિરની આસપાસ આવી પહોંચ્યા, પણ દ્રોણાચાર્યે તે બધાને હઠાવી પોતાનો રથ યુધિષ્ઠિરના રથની બાજુમાં લાવી દીધો, એટલે સૌ કોઈને એમ થયું કે રણમાં દ્રોણાચાર્ય યુધિષ્ઠિરને પકડી લેશે.

પણ એટલામાં તો રથના ગડગડાટથી પૃથ્વીને ગજાવતો અર્જુન ત્યાં આવી પહોંચ્યો અને દ્રોણાચાર્ય સહિત બધા કૌરવોને તેણે હાંકી કાઢ્યા. દરમ્યાન સૂર્યાસ્ત થવા આવ્યો એટલે બન્ને સૈન્યો યુદ્ધમાંથી પાછાં વળ્યાં.

૩

બીજે દિવસે અર્જુનને યુદ્ધમાંથી દૂર રાખવાની દુર્યોધને યોજના કરી ત્રિગર્તોના રાજા સુધન્વાએ પોતાના મોટા લશ્કરને લઈ પાડી અર્જુનને દક્ષિણ

દિશા તરફ યુદ્ધની હાકલ મારી એટલે અર્જુન તેમના તરફ ગયો. અર્જુને જતી વખતે યુધિષ્ઠિરને જણાવ્યુ "મારી ગેરહાજરીમા આ સાત્યકિ તમારૂં રક્ષણ કરશે. કદાચ એ માર્યો જાય તો તમે બધા યુદ્ધમા ઉભા રહેશો નહિ" આમ કહી અર્જુન ત્રિગર્તોની સામે ગયો અને સુધન્વાને મારીને મંગલાચરણ કર્યું

આ તરફ અર્જુનની ગેરહાજરીમા દ્રોણાચાર્યે પાંડવસેનાને મારી નાખી એટલે સૌ કોઈને મનમાં એમ જ થયુ કે આ તે દ્રોણ, કે આ તે કાળ? દ્રોણે સત્યજિતને યુદ્ધમાં મારી નાખ્યો અને તેની પાછળ દ્દસેન, ક્ષત્રદેવ, પાચાલ્ય વગેરે અનેકના પ્રાણ લીધા, એટલે આખુ પાંડવસૈન્ય હચમચી ગયુ પણ આખરે નાસવા તૈયાર થએલા પાંડવયોદ્ધાઓને ઘટોત્કચે ખાળી રાખ્યા અને યુદ્ધ ચાલ્યુ

બીજી તરફ ત્રિગર્તોનો પરાજય કરીને અર્જુન આવ્યો અને ભગદત્તની સાથે યુદ્ધમા ઉતર્યો ભગદત્તને મારવો એ અર્જુનને માટે પણ આકરૂ હતુ, છતા અર્જુને તેને પાડ્યો પછી તો અર્જુન ચારે તરફ ઘૂમવા લાગ્યો. અર્જુનના બાણોનો માર જોઈને શકુનિ યુદ્ધમાથી નાસી ગયો, જ્યારે બીજી બાજુ ભીમસેનને કૌરવોએ બહુ જ ગભરાવ્યો અને નીલરાજાને તો મારી જ નાખ્યો.

૪

આ પ્રમાણે દ્રોણાચાર્યના સેનાપતિપદનો બીજો દિવસ પણ પૂરો થયો છતા યુધિષ્ઠિર મહારાજ પકડાયા નહિ એટલે દુર્યોધનને ચિંતા પેઠી દુર્યોધન ચિંતામા ને ચિંતામા દ્રોણ પાસે પહોચ્યો અને કહેવા લાગ્યો "ગુરુ! આજે યુધિષ્ઠિર તમારી પાસે જ આવી પહોચ્યો હતો છતા તમે તેને પકડ્યો નહિ મને લાગે છે કે અમે જ આપના શત્રુઓ છીએ અને પાડવો જ આપના મિત્રો છે આપે મને વચન આપ્યુ છે તેના પર પણ પાણી ફરી વળ્યુ કે?"

દુર્યોધનના આવા વચનો સાભળીને દ્રોણને દુઃખ થયુ તેમણે કહ્યું "દુર્યોધન! હુ તમારુ ભલુ કરવામા જ મચ્યો રહુ છુ, છતા તને ઉંધુ જ વસે છે! જા, આજે હુ શત્રુસૈન્યના એક મહારથીને અવશ્ય પાડીશ તુ કોઈ પણ ઉપાયે અર્જુનને યુદ્ધમાથી દૂર રાખજે"

એક બાજુ ત્રિગર્તોએ અર્જુનને ફરીથી બીજી તરફ યુદ્ધ માટે આહ્વાન કર્યું ત્યારે બીજી બાજુ દ્રોણાચાર્યે ચક્રવ્યૂહ ગોઠવીને પાડવોને મૂઝવણમા નાખ્યા દ્રોણાચાર્યનો ધસારો એવો વેગવાન હતો કે યુધિષ્ઠિર તેનો વાર સહન કરી શકયા નહિ એટલે અભિમન્યુને કહેવા લાગ્યા "બેટા, તારો બાપ સશપ્તકોની સામે

ગયો છે હું અથવા તો કોઈ ચક્રવ્યૂહનો ભેદ જાણતા નથી માટે તું આ વ્યૂહને ભેદીને અમારી ઇચ્છાને પૂરી કર." યુધિષ્ઠિરના આવા વચનો સાંભળીને અભિમન્યુ બોલ્યો "મને મારા મામાએ ચક્રવ્યૂહ તોડવાનો ઉપાય શીખવ્યો છે પણ તેમાંથી પાછા આવવાનો ઉપાય શીખવ્યો નથી. હું હમણાં જ આ દ્રોણના સૈન્યમાં પ્રવેશ કરું છું."

અભિમન્યુ આ પ્રમાણે બોલ્યો એટલે યુધિષ્ઠિરે કહ્યું "એક વાર તું અમને વ્યૂહને તોડીને છિદ્ર કરી આપ એટલે અમે સૌ તારી પાછળ દાખલ થશું અને તારૂં રક્ષણ કરશું તું વ્યૂહને તોડીશ એટલે આ ભીમસેન વગેરે બધાને મારી પાડશે."

પછી યુધિષ્ઠિરના આશીર્વાદ લઈને અભિમન્યુએ પોતાનો રથ દ્રોણના સૈન્ય તરફ હંકાર્યો અભિમન્યુના સારથિએ તેને ઘણો વાર્યો પણ અભિમન્યુએ તેનું કહેવું ન માનતાં ધસારો જ કર્યો અભિમન્યુએ તરત જ ચક્રવ્યૂહને તોડીને અંદર પ્રવેશ કર્યો એટલે કૌરવો 'ઉભો રહે, ઉભો રહે.' એવી બૂમો પાડી અભિમન્યુની સામા ધસ્યા, પણ અભિમન્યુએ તો પૃથ્વીને મડદાંઓથી ભરી દીધી એટલામાં દુર્યોધન અભિમન્યુની ઝડપમાં આવી ચડ્યો એટલે તો વાત જ શી પૂછવી ? પણ મોઢામાંથી જેમ કોઈ કોળિયો ઝૂંટવી લે તેમ દ્રોણ વગેરેએ દુર્યોધનને અભિમન્યુથી બચાવી લીધો અને બધા યોદ્ધા

ઓએ એકઠા મળીને વીર અભિમન્યુ ઉપર મારો ચલાવ્યો. પણ અભિમન્યુ તેમના કોઈથી ગાજ્યો જાય તેવો ન હતો. અભિમન્યુએ શલ્યને વીંધ્યો, શલ્યના નાના ભાઈને નસાડ્યો, અભિમન્યુનો વધ કરવાની ડંફાશ મારનાર દુઃશાસનને મૂર્છિત કર્યો, કર્ણના નાના ભાઈનું માથું ઉડાવી દીધું અને મહારથી કર્ણને પણ પલાયન થઈ જવું પડે એવી ગભરામણ ઉપજાવી દીધી.

અભિમન્યુ આ પ્રમાણે કમ્ચરઘાણ વાળી રહ્યો હતો તે વખતે તેના કાકાઓ તથા મામાઓ તેની પાછળ પાછળ શત્રુઓનો સંહાર કરતા ધમ્યે આવતા હતા. તેમને સિંધુરાજ જયદ્રથે રોકી રાખ્યા અને અભિમન્યુને પાંડવસૈન્યથી વિખૂટો પાડી દીધો. ભીમસેન વગેરેએ જયદ્રથને વટાવી અભિમન્યુ પાસે પહોંચવાની ઘણીયે મહેનત કરી પણ તેમનું ફાવ્યું નહિ. આ બાજુ અભિમન્યુ તો આગળ વધ્યે જતો હતો અભિમન્યુએ વસાતીય રાજાને પાડ્યો, એકઠા રાજપુત્રોને રણમાં રોળ્યા, દુર્યોધનને ત્યાંથી નસાડી મૂક્યો, રાજકુમાર લક્ષ્મણ તથા ક્રાથરાજપુત્રને મારી નાખ્યા, બૃહદ્બલનો નાશ કર્યો, કર્ણના કાનને કાપી નાખ્યા, અને અશ્વકેતુને મારીને ધરણી પર ઢાળ્યો.

અભિમન્યુનું આવું પરાક્રમ જોઈને દુર્યોધને અને શકુનિએ વિચાર કર્યો "આ તો આપણામાથી એકે

એકને વીણી વીણીને મારે છે, માટે આપણે બધા મળીને તેને મારી નાખીએ ”

આ તરફ દ્રોણાચાર્ય તથા કર્ણ પણ અભિમન્યુનો જ વિચાર કરતા હતા. કર્ણે તો ચોખ્ખુ જણાવી દીધુ “ મારે તો રણમા ઉભા રહેવુ જોઇએ એટલે હુ ઉભો છુ બીજો તો ક્યારનોય નાસી ગયો હોય. ”

દ્રોણે બહુ વિચાર કરીને જણાવ્યુ “ કર્ણ ! આ અભિમન્યુનુ કવચ તોડયુ તૂટે તેમ નથી તારી ઇચ્છા હોય તો એને રથ અને ધનુષ્ય વિનાનો કરી નાખ. એના હાથમા ધનુષ્ય છે ત્યા સુધી આપણે એને કશું કરી શકશુ નહિ ”

દ્રોણનો આ વિચાર સાભળી કર્ણે અભિમન્યુના ધનુષ્યને કાપી નાખ્યું, ભોજે તેના ઘોડાઓને મારી નાખ્યા, કૃપાચાર્યે તેના પૃષ્ઠરક્ષકોને તથા સારથિને માર્યા, અને નિર્દય હૃદયવાળા છ મહારથીઓ તેના પર એકીસાથે તૂટી પડ્યા.

છતા અભિમન્યુ વીરધર્મને ચૂક્યો નહિ તે તરવારને લઇને ઘૂમવા લાગ્યો પણ દ્રોણાચાર્યે તેની તરવારને કાપી નાખી અને કર્ણે તેની ઢાલને તોડી પાડી. એટલે અભિમન્યુએ ચક્ર લીધુ અને ચક્ર પણ ન રહ્યું એટલે ગદા લઇને સૌની સામે ધસ્યો. અભિમન્યુ પર ચારે તરફથી બાણોનો વરસાદ વરસ્યે જતો હતો અને

છતા તે ગદાથી યુદ્ધ ચલાવતો હતો પણ એકલો અભિમન્યુ આટલા બધા સામે ક્યા સુધી ટકે? અત્યત થાકી ગયેલા વીર અભિમન્યુને ૭ મહારથીઓએ એકઠા થઇને મારી નાખ્યો. દુઃશાસનના પુત્રે તેના માથા પર ગદાનો છેલ્લો પ્રહાર કર્યો તેથી તે પડ્યો તે પડ્યો જ સ્વર્ગના દેવદેવીઓએ અભિમન્યુના આ મૃત્યુને અધર્મ-મૃત્યુ તરીકે પોકાર્યું

૫

અભિમન્યુ પડ્યો એ સમાચાર સૈન્યમા ફેલાયા ત્યારે પાડવસેના નાસવા લાગી અને આખી રણભૂમિ ભયભીત બની ગઈ અભિમન્યુના મૃત્યુના સમાચારથી યુધિષ્ઠિર આભા બની ગયા અને કરુણ વિલાપ કરવા લાગ્યા. એટલામા સંધ્યાકાળે અર્જુન અને શ્રીકૃષ્ણ સશસ્ત્રકોનો સહાર કરીને આવી પહોચ્યા અર્જુન પાડવોની છાવણી નજીક આવ્યો ત્યારે આસપાસ સૌના મ્હોં પર શોક અને ગ્લાનિ જોઇને તેના મનમા પણ શકા આવી, અને તેમાય રોજ અભિમન્યુ તેને સામે લેવા આવે, તે આજે ન આવ્યો એટલે તો તેની શકા વધારે દૃઢ થઈ છાવણીમા આવીને નીચુ મુખ રાખીને બેઠેલા પોતાના ભાઇઓને અર્જુન પૂછવા લાગ્યો. "આજે તમારા મોઢા નિસ્તેજ દેખાય છે હુ ચારેકોર નજર નાખુ છુ છતા ક્યાય અભિમન્યુને દેખતો નથી આજે દ્રોણાચાર્યે ચક્રાવો

રચ્યો હતો તેની મને ખબર છે ચક્રાવાને ભેદી શકે એવો તમારામા કોઈ નથી મહારાજ! બોલો, તમે મારા પુત્રને ચક્રાવો ભેદવા માટે તો નથી મોકલ્યો કે? મારો અભિમન્યુ ચક્રાવો ભેદવામા ખપી તો નથી ગયો કે? હવે હુ મારી સુભદ્રાને, મારી દ્રૌપદીને અને મારી ઉત્તરાને શુ મોઢુ દેખાડીશ?" એમ કહી અર્જુને કલ્પાંત કર્યું સુધિષ્ઠિર મહારાજાએ અર્જુનને અભિમન્યુ કેમ ચક્રવ્યૂહમા દાખલ થયો, ભીમ વગેરેને કોસ્વપક્ષે કેમ અટકાવ્યા, અભિમન્યુએ સૌને કેમ હફાવ્યા, આખરે છ મહારથીઓએ મળીને તેનો કેમ નાશ કર્યો, અને દુર્યોધનનો ભાઈ યુયુત્સુ પોતાના પક્ષનો આવો અધર્મ જોઇને શસ્ત્રત્યાગ કરી કેમ ચાલ્યો ગયો, એ બધુ કહી સભળાવ્યું

દરમ્યાન શ્રીકૃષ્ણ પોતાની બેન સુભદ્રાની પાસે ગયા અને પુત્રના શોકથી વિહ્વલ થયેલી બેનને ધીરજ આપી; એ જ પ્રમાણે દ્રૌપદી તથા ઉત્તરાને પણ ધીરજ આપીને શ્રીકૃષ્ણ પાછા અર્જુનની પાસે આવ્યા

પોતાના પ્રિય પુત્રના મરણથી વિહ્વલ થયેલો અર્જુન પ્રાવજ્ઞા કરતો બોલ્યો "હુ તમારા બધાની પાસે પ્રતિજ્ઞા કરૂં છું કે આવતી કાલે હુ જયદ્રથનો વધ કરીશ આવતી કાલના યુદ્ધમા જો હુ જયદ્રથનો વધ ન કરૂં તો—એ આવતી કાલ સૂર્યાસ્ત સુધીમા હુ જયદ્રથને ન મારી શકુ તો અહી જ હુ આશ્રમમા પ્રવેશ કરીશ."

અર્જુનની આવી ગભીર અને ભવ્ય પ્રતિજ્ઞા સાંભળીને શ્રીકૃષ્ણ પણ વિચારમા પડી ગયા, અને આવા સાહાસક પગલા માટે અર્જુનને ઠપકો પણ આપ્યો. અર્જુનની આવી ઉગ્ર પ્રતિજ્ઞાથી યુધિષ્ઠિર મહારાજ પણ ગભરાઈ ગયા અને અર્જુનની પ્રતિજ્ઞાના પરિણામ પર અનેક તર્કવિતર્ક અને કુશકા કરવા લાગ્યા

બીજી બાજુ અર્જુનની પ્રતિજ્ઞાના સમાચારે કૌરવ સેનામા મોટો ખળભળાટ મચાવી મૂક્યો. અર્જુને પોતાના વધની પ્રતિજ્ઞા કરી છે એ સાભળીને જયદ્રથ તો પોતાની સેના સાથે સ્વદેશ ચાલ્યો જવા તૈયાર થયો પણ દુર્યોધને તથા દ્રોણાચાર્યે તેને રોક્યો. દ્રોણે જયદ્રથને બચાવી લેવાનુ માથે લીધુ એટલે બ્હીતો બ્હીતો પણ જયદ્રથ ત્યા જ રોકાયો

૬

બીજો દિવસ ઉગ્યો અને અર્જુન-પ્રલયકાળના અગ્નિ જેવો અર્જુન રણભૂમિ પર હાજર થયો દ્રોણાચાર્યે જયદ્રથનુ બરાબર રક્ષણ થાય અને આખી કૌરવસેનાનો સહાર થયા પહેલા અર્જુન જયદ્રથને પહોચી ન શકે એવી વ્યૂહરચના ગોઠવી હતી અર્જુન તો શરૂઆતથી જ કૌરવસેનાનો સહાર કરતો આગળ ચાલ્યો અને કૃતાયુધ, સુદક્ષિણ, વગેરે નામાંકિત યોદ્ધાઓનો

મારતો આગળ ચાલ્યો પોતાના શૂરવીર યોદ્ધાઓને એક પછી એક પડતા જોઈ દુર્યોધન ગભરાયો અને આચાર્ય પાસે જઈને બોલ્યો "આચાર્ય! મે તમારા શબ્દ પર વિશ્વાસ રાખી જયદ્રથને ઘેર જતો અટકાવ્યો છે, અને આજે તમારા દેખતા આ અર્જુન તો સપાટો ચલાવી રહ્યો છે તમે કોઈ રીતે આ જયદ્રથને અર્જુનના સપાટામાથી ઉગારો. દુર્યોધનના આવાં વચનો સાભળીને આચાર્ય દુ:ખી થયા અને તરત જ અર્જુન સામે યુદ્ધ કરવા ચાલ્યા ગયા. આજે તો અર્જુનને બચાવવાની ઇચ્છાથી સાત્યકિએ ભારે સપાટો ચલાવ્યો અને અર્જુને વિંદ અને અનુવિંદને પાડ્યા. દરમ્યાન અર્જુન સામે દુર્યોધન આવી ચડ્યો. દુર્યોધનને દ્રોણાચાર્યે અભેદ્ય કવચ પહેરાવ્યુ હતુ અને અશ્વત્થામા તેની મદદમા હતો, છતા અર્જુને એવો સપ્ત મારો ચલાવ્યો કે દુર્યોધન ત્યાથી પલાયન થઈ ગયો, અને અર્જુને તેમ જ શ્રીકૃષ્ણે ધનુષ્ય તથા શખના મોટા ગગનભેદી અવાજો કર્યા

દરમ્યાન અર્જુનને સિધુરાજ જયદ્રથ તરફ વેગથી ધસી આવતો જોઇને દ્રોણે યુધિષ્ઠિરની સામે ધસારો કર્યો અને એવો સપાટો ચલાવ્યો કે ઘડીભર તો સૌને એમ જ થયુ કે દ્રોણે મહારાજને મારી નાખ્યા.

બીજી તરફ રાક્ષસ અલબુષ ભીમસેનની સામે

ચડી આવ્યો અને પોતાના ભાઈ બકાસુરને માર્યાનું વેર વાળતો હોય એમ લડવા લાગ્યો પણ આખરે ભીમના પુત્ર ઘટોત્કચે અલબુષના શરીરના ભુક્કેભુક્કા કરી નાખ્યા

પેલી તરફ દ્રોણનો મારો તો ચાલુ જ હતો. દ્રોણાચાર્યે સાત્યકિને સપાટામા લઇને મૂર્છિત કર્યો એટલે તો યુધિષ્ઠિર સુદ્ધાત ઘડીભર ચિતામા પડી ગયા. પણ સાત્યકિ તો તરત જ ઉભો થયો અને લડવા લાગ્યો આ વખતે જ અર્જુન અને શ્રીકૃષ્ણના મોટા નાદો સાભળીને યુધિષ્ઠિરને લાગ્યુ કે જરૂર અર્જુન કોઈ મહા આફતમાં આવ્યો હશે, નહિતર આવો નાદ કરે નહિ. એટલે તેમણે સાત્યકિને અર્જુનની તપાસ કરવા મોકલ્યો સાત્યકિ કૌરવસેનાને વીંધીને જતો હતો ત્યા રસ્તામા જ તેણે કૃતવર્માને સપાટામા લીધો, જલસધને માર્યો, દુર્યોધનને હઠાવ્યો, મ્લેચ્છોને નસાડ્યા અને આખી કૌરવસેનામા નાસભાગ કરાવી મૂકી પ્રાત્યકિના પરાક્રમ પાસે તો દુશાસન પણ ટકી ન શક્યો, એટલે માર્ગ દઇને ખસી ગયો

સાત્યકિ આ પ્રમાણે વેગથી અર્જુનની પાસે ધસ્યો જતો હતો ત્યારે દ્રોણાચાર્ય આ બાજુ જે પરાક્રમ કરતા હતા તેથી યુધિષ્ઠિર વધારે ગભરાયા, અને ખુદ સાત્યકિની જ ચિતા કરવા લાગ્યા તેમણે ભીમને

સાત્યકિની પાછળ જવાની આજ્ઞા કરી કોઈ ... કેળના વનમા મદોન્મત્ત હાથી પ્રવેશ કરે અને આખા કેળના વનને ખેદાનમેદાન કરી નાખે તેમ ભીમસેન કૌરવ સેનાને ખેદાનમેદાન કરવા લાગ્યો. સૂર્યપુત્ર કર્ણ ભીમની સામે થયો પણ હાર ખાઈને નાઠો.

દરમ્યાન સાત્યકિ અર્જુનની સમીપ આવી લાગ્યો સાત્યકિને વેગથી આવતો જોઈને ભૂરિશ્રવા બોલ્યો. " હે સાત્યકિ ! તુ આજે મારી નજરે ચડ્યો તે ઠીક થયુ મને ઘણા વખતથી તારા સમા ગમની ઇચ્છા હતી તે આજે પૂર્ણ થઈ " ભૂરિશ્રવાના આ વચનોને હસી કાઢતા સાત્યકિએ તેની સાથે યુદ્ધ આદર્યું, અને ભૂરિશ્રવાએ સાત્યકિ જેવા વીર યોદ્ધાને પણ ત્રાયતોબા પોકરાવી દીધી સાત્યકિની આ દશા જોઈને શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યુ " અર્જુન ! તુ આ સાત્યકિને તો જો આખી કૌરવસેનાને વીંધીને એ તારી પાછળ આવ્યો છે સાત્યકિ લગભગ થાકી ગયો છે એટલે આ ભૂરિશ્રવા તેને છોડે તેમ નથી " આ પ્રમાણે શ્રીકૃષ્ણ બોલતા હતા એટલામા તો ભૂરિશ્રવાએ સાત્યકિને જમીન પર પટક્યો, અને મ્યાન માંથી તરવાર ખેચી અર્જુનની બધી નજર આ વખતે જયદ્રથ તરફ હતી એટલે સાત્યકિને બચાવવામા વખત ગુમાવવો તેને પાલવે તેમ ન હતુ છતા અર્જુને ભૂરિ

શ્રવાનો તરવારવાળો હાથ એકદમ કાપી નાખ્યો એટલે ભૂરિશ્રવા પૃથ્વી પર પડ્યો આ પ્રમાણે પડેલા ભૂરિશ્રવાએ રણભૂમિ પર જ અનશન વ્રત લીધુ અને સાત્યકિએ ઉભા થઇને હાથમા તરવાર લઇને તેનુ માથુ ઉતારી લીધુ સાત્યકિના આ કામની કૌરવોએ નિંદા કરી, પણ સાત્યકિ એવી નિંદાને ગાઠે તેવો ન હતો એણે તો કૌરવોને જવાબ વાળ્યો "જે સમયે શસ્ત્રહીન થયેલા સુભદ્રાના અભિમન્યુને તમે બધાએ એકઠા મળીને મારી નાખ્યો તે સમયે તમારો ધર્મ ક્યાં ગયો હતો ?" ભૂરિશ્રવાને આ પ્રમાણે પૃથ્વી પરથી વિદાય આપી અર્જુન જયદ્રથની સામે ધસ્યો. જયદ્રથના રક્ષણ માટે આજે તેને છ મહારથીઓની વચ્ચે ગોઠવવામાં આવ્યો હતો, અને આ છ મહારથીઓને પાડીને જયદ્રથને મારવો એ કામ અતિ દુષ્કર હતુ

એવામા શ્રીકૃષ્ણે રણભૂમિ પર અંધકાર ફેલાવ્યો. એટલે સૌને થયુ કે સધ્યાકાળ થવા આવ્યો જયદ્રથ પણ હવે તો અર્જુન અગ્નિપ્રવેશ કરી બળી મરશે એવી આશાએ સૂર્ય તરફ જોવા લાગ્યો એવામાં અર્જુને ધનુષ્ય પર એક બાણને સાધ્યુ તે બાણથી જયદ્રથનુ મસ્તક એકદમ કપાઈ ગયુ, અને તરત જ શ્રીકૃષ્ણ તથા અર્જુને પોતપોતાના વિજયશખો વગાડ્યા.

સિંધુરાજ જયદ્રથ પડ્યાના સમાચાર શ્રીકૃષ્ણે પોતે

જ યુધિષ્ઠિરને આપ્યા ત્યારે મહારાજના આનંદનો પાર ન રહ્યો. તેમણે અર્જુનને આલિંગન કર્યું, શ્રીકૃષ્ણનો આભાર માન્યો અને પછી ભીમને તથા સાત્યકિને બોલાવ્યા.

પણ જયદ્રથના વધના સમાચાર સાંભળીને દુર્યોધનના શોકનો પાર ન રહ્યો પોતાના યોદ્ધાઓ એક પછી એક મરણ પામતા જાય છે, અને તેમાંયે જયદ્રથ જેવા મહારથીઓ, એ વિચારથી જ તે રડી ગયો અને દ્રોણનો દોષ કાઢવા લાગ્યો. એટલે દુર્યોધનના વચનોથી વીંધાયેલા દ્રોણ બોલ્યા "આ રીતના વાગ્બાણોથી તું મને શા માટે વીંધે છે? તમે સૌ જયદ્રથને ઘેરીને ઊભા હતા છતા અર્જુને સિંધુરાજને માર્યો તે તમે ન જોયું! અર્જુનની સામે ટકવાની કોઈની તાકાત નથી. જો, આ બધા પાંચાલો મારી સામે ધસી આવે છે તેમને હણવા હું ઊપડું છુ. તેમનો નાશ કર્યા વિના હું મારૂ બખ્તર ઉતારવાનો નથી જ "

૭

આ પ્રમાણે નિશ્ચય કરી દ્રોણાચાર્યે યુદ્ધનો ચૌદમો દિવસ શરૂ કર્યો ભૂરિશ્રવાનો પિતા સોમદત્ત પુત્રમૃત્યુના વેરથી સાત્યકિની સામે ધસ્યો અને દ્રોણાચાર્યે અનેક પાંડવપક્ષી રાજાઓને વીંધીને યુધિષ્ઠિ

ભીમે ધસારો કર્યો. આ જોઈને અર્જુને પોતાનો રથ દ્રોણ તરફ હંકાર્યો અને ગુરુશિષ્યનું દારુણ યુદ્ધ શરૂ થયું બીજી તરફ ભીમનો પુત્ર અશ્વત્થામાની સાથે યુદ્ધમાં ઉતર્યો અને મદોન્મત્ત હાથીઓ જેવા એ બન્ને યોદ્ધાઓ એકબીજાને મૂંઝવવા લાગ્યા. ઘટોત્કચના રાક્ષસ-સૈન્યે અશ્વત્થામા ઉપર ખૂબ જ પ્રહારો કર્યા ત્યારે અશ્વત્થામાએ પોતાના બાણોથી રાક્ષસોનો સંહાર કરીને હિડિંબાપુત્રને ખૂબ જ ગભરાવ્યો.

દરમ્યાન વળી દુર્યોધન ગભરાયો અને કર્ણ પાસે આવીને કકળાટ કરવા લાગ્યો. એટલે કર્ણે તેને ધીરજ આપતા કહ્યું "કુરુરાજ! જ્યા સુધી હું જીવતો છું ત્યા સુધી તમારે જરા પણ ખેદ કરવો નહિ બધા દુશ્મનોને મારીને હું આ પૃથ્વી તમને સોંપીશ" કર્ણનાં આવાં વચન સાભળીને પાસે ઉભેલા કૃપાચાર્યથી ન રહેવાયું એટલે તે બોલ્યા "આ બિચારો કુરુરાજ તારા થકી જ પણિયાતો છે તને અર્જુનના બાણોનો ભેટો થતો નથી ત્યાં સુધી તું આ પ્રમાણે ગાજ્યા કર."

કર્ણ કૃપાચાર્યનુ વાગ્યુદ્ધ આ પ્રમાણે ચાલ્યુ તે અશ્વત્થામા જીરવી ન શક્યો એટલે મામાનો પક્ષ લઈને તે ઉછળ્યો "ઓ દુષ્ટ કર્ણ! આજે જ આ અર્જુને જયદ્રથને મારી નાખ્યો ત્યારે તારૂં પરાક્રમ ક્યા ગયું હતું? તું કેવળ બકવાદ કરી જાણે છે

!

એમ બોલતો અશ્વત્થામા હાથમા તરવાર લઈને કર્ણની સામે દશ્યો પણ રાજા દુર્યોધને તેને અટકાવ્યો."

કર્ણ અશ્વત્થામાની આ ટપાટપી તો વધારે લાબી ચાલત પણ દુર્યોધને વચમા પડી તેમનુ સમાધાન કર્યું એટલે બધાય અર્જુનની સામે ધસી ગયા આ વખતે દુર્યોધન ખૂબ ઉગ્રતાથી અર્જુન સામે ગયો અને અશ્વત્થામા, કૃપાચાર્ય તેમ જ દ્રોણાચાર્યને પાંડવો તરફના પક્ષપાતનો દોષ આપતો આપતો તેમને કપરા વચનો કહેવા લાગ્યો એટલે અશ્વત્થામા બોલ્યો "કુરુરાજ! તમે સત્ય કહો છો અમને પાંડવો તરફ પક્ષપાત તો છે જ પણ તમે બહુ શકાશીલ છો તેથી જ અમે મન મૂકીને તમારા પર વિશ્વાસ રાખતા નથી છતા, હુ આ ચાલ્યો આજે જ આ પાચાલોને નસાડી મુકુ છુ "

એમ કહી અશ્વત્થામા ઉપડ્યો અને ધૃષ્ટદ્યુમ્નની સાથે યુદ્ધમા ઉતર્યો, ને પ્રલયકાળના મેઘની જેમ સહાર કરવા લાગ્યો. આજના ખાસ રાત્રિયુદ્ધમા યુધિષ્ઠિર રાજા કૃતવર્માની સામે પડ્યા, અને તેમનાથી પરાભવ પામીને રણમાથી પલાયન કરી ગયા એ જ પ્રમાણે ભીમ દુર્યોધન પણ લડાઈમા ઉતર્યા, અને ભીમે દુર્યોધનને નસાડ્યો. દરમ્યાન આચાર્ય અને કર્ણે એક સામટો પાડવસેના પર હલ્લો કર્યો અને ઘડીમા તો આખી પાડવસેનાને ગભરાવી મૂકી. આજના કર્ણના પરાક્રમથી યુધિષ્ઠિર ભી

ગયા અને શું થશે તેની ચિંતામાં પડ્યા ભીમસેનનો પુત્ર ઘટોત્કચ કર્ણની સામે થયો, એટલે અલબુષ રાક્ષસ કર્ણને બચાવવા ખાતર ઘટોત્કચની સામે થયો દુર્યોધનના પક્ષનો રાક્ષસ અલાયુધ પણ આગળ આવ્યો, પણ ભીમે તેને મારી નાખ્યો એટલે કર્ણ આગળ આવ્યો અને પોતાની સમગ્ર શક્તિનો ઉપયોગ કરીને ઘટોત્કચને મારી નાખ્યો.

ઘટોત્કચના મૃત્યુથી પાંડવો વળી પાછા શોકમા પડ્યા પણ શ્રીકૃષ્ણે તેમને સાંત્વન આપ્યું, અને રાત ઘણી વધી ગઈ હતી એટલે બન્ને સૈન્યો રણમા જ નિદ્રાધીન થયા

૮

આ પ્રમાણે ઘટોત્કચનુ મૃત્યુ થયુ અને પાંડવો દુ ખમા આવી પડ્યા તેનો લાગ જોઇને દુર્યોધન દ્રોણાચાર્ય પાસે ગયો અને બોલ્યો "આચાર્ય ! પાંડવો હવે થાકયા છે, તેમના મન હવે પડી ભાગ્યા છે તથા ખાસ કરીને આ સમયે તેઓ લાગમા આવ્યા છે તમે તેમનું વારવાર રક્ષણ કરો છો તેથી જ તેઓ આગળ વધ્યે જાય છે હવે તમે તમારો પ્રતાપ દેખાડો એટલે પાંડવો હતા ન હતા થઇ જાય."

દુર્યોધનના આવા વાકયો સાભળી દ્રોણ બોલ્યા:

"દુર્યોધન! હવે હું વૃદ્ધ થયો છું; છતાં મારી શક્તિ પ્રમાણે રણમાં લડવે જાઉં છું. આજે તારી પાસે આ મારા ધનુષ્યને હાથમાં લઇને હું સત્ય કહું છું કે યુદ્ધમાં સર્વ પાંડવોનો સંહાર કર્યા પછી જ હું મારૂં કવચ ઉતારીશ."

એમ કહી દ્રોણે સેનાના બે વિભાગ કર્યા અને પોતે મોખરે નીકળી પડ્યા. દુર્યોધન, કર્ણ અને શકુનિ અર્જુનના પર બાણો વરસાવવા લાગ્યા, દ્રોણાચાર્યને જોઇને આજે પાંડવસેનાને ધ્રુજારી છૂટી ગઈ. આજે દ્રુપદ રાજા અને વિરાટ રાજા દ્રોણની સામે યુદ્ધમાં ઉતર્યા પણ વિરાટ તથા દ્રુપદ બન્નેને દ્રોણાચાર્યે મારી નાખ્યા. દ્રોણાચાર્યના આ પરાક્રમને જોઇને ધૃષ્ટદ્યુમ્નને બહુ દુઃખ થયું, એટલે સૈન્યના મધ્યમાં તેણે સોગંદપૂર્વક જણાવ્યું "આજના યુદ્ધમાં જો દ્રોણાચાર્ય મારા હાથમાંથી જીવતા જાય તો મારી અસદ્‌ગતિ થજો." આ પ્રમાણે કહીને ધૃષ્ટદ્યુમ્ન દ્રોણાચાર્યની સામે આવી પહોંચ્યો. દુર્યોધન, કર્ણ, શકુનિ વગેરે દ્રોણનું રક્ષણ કરતા હતા તેથી પાંચાલવીર પૂરેપૂરો ફાવ્યો નહિ.

દરમ્યાન નકુળ અને દુર્યોધન તથા સહદેવ અને દુઃશાસન ભેટ્યા અને ધરાઈ ધરાઈને લડ્યા. અર્જુન તો દ્રોણની સામે આવી ચડ્યો અને યુદ્ધ કરી રહ્યો હતો, દ્રોણાચાર્યના મારને પાંડવસેના ઝીલી ન શકી એટલે ઘડીભર ચળી ગઈ, પણ વળી પાછી દ્રોણ સામે ધસી.

એવામાં ભીમે બૂમ પાડી "અર્જુન ! તું આ તરફ ધસારો કર અને કૌરવોને હાંકી કાઢ, તો આ પાંચાલો આચાર્યને મારી નાખે" ભીમના આ વચન સાંભળીને અર્જુન તે તરફ ધસ્યો પણ દ્રોણ તો પાંચાલોનો નાશ કરી રહ્યા હતા, એટલે પાંડવોમાં ભય પેસી ગયો. તેમના યોદ્ધાઓ ટપોટપ પડવા લાગ્યા અને વિજયની આશા ઘડીભરમાં નિરાશા બની ગઈ ઉનાળાનો પ્રચંડ અગ્નિ ઘાસની ગંજીમાં પડે અને ગંજીને બાળી મૂકે તેમ દ્રોણ પાંડવ સેનાને બાળતા હતા એટલે શ્રીકૃષ્ણ પોતે જ વિચારમાં પડી ગયા અને અર્જુનને કહેવા લાગ્યા. "અર્જુન ! જ્યાં સુધી આ દ્રોણના હાથમાં ધનુષ્ય છે ત્યાં સુધી ઇંદ્ર પણ તેમને જીતી શકે તેમ નથી માટે દ્રોણ હાથમાંથી શસ્ત્ર પડતું મૂકે એવો કોઈ ઉપાય શોધી કાઢવો જોઈએ. હું ધારૂં છું કે અશ્વત્થામાનું મરણ થતાં આ દ્રોણાચાર્ય ફરી યુદ્ધ નહિ કરે માટે આપણામાંનો કોઈ 'અશ્વત્થામા રણમાં મરી ગયો.' એમ દ્રોણાચાર્યને કહે તો બને તેવું છે"

શ્રીકૃષ્ણની આ યુક્તિને અર્જુને પસંદ ન કરી, પણ બીજા બધાને તે ગમી રાજા યુધિષ્ઠિરે પણ માંડમાંડ એ વાત સ્વીકારી

ત્યાર પછી ભીમસેને પોતાના સૈન્યના અશ્વત્થામા નામના એક હાથીને મારી નાખ્યો અને દ્રોણ પાસે

આવીને શરમાતો શરમાતો બોલ્યો. "અશ્વત્થામા હણાયો, અશ્વત્થામા હણાયો !"

ભીમસેનના આ વચન સાભળીને દ્રોણના મનમા બહુ ખેદ થયો, તેમના ગાત્રો ઢીલા પડી ગયા; પણ ભીમના વચન પર તેમને શ્રદ્ધા ન આવી એટલે વળી પાછા ટટ્ટાર થયા અને વેગથી લડવા લાગ્યા, અને અનેક યોદ્ધાઓને લોથ પર લોથ ઢાળતા કરવા માડ્યા. આ વખતે વિશ્વામિત્ર વગેરે મહર્ષિઓ દ્રોણની સન્મુખ આવીને જાણે કે બોલવા લાગ્યા "દ્રોણ ! તે અધર્મથી યુદ્ધ કર્યું છે તારા મરણનો કાળ નજીક છે, માટે તુ આ યુદ્ધનો ત્યાગ કરીને અમારી સામે જો. તે બ્રહ્માસ્રનો પ્રયોગ કરીને તે અસ્રને નહિ જાણનારા સખ્યાબધ પુરુષોને બાળી નાખ્યા છે તે અધર્મ કર્યો છે માટે હવે આયુધોને ફેકી દે"

મહર્ષિઓના આવા વચનો સાભળીને, ભીમસેનના 'અશ્વત્થામા હણાયો !' એ વચનનો વિચાર કરીને અને ધૃષ્ટદ્યુમ્નને સામે ઉભેલો જોઇને દ્રોણાચાર્યનુ મન યુદ્ધ માટે ખિન્ન થઈ ગયુ; અને અશ્વત્થામા મરણ પામ્યો હશે કે કેમ તેની મનમા શકા થઈ દ્રોણે મનમા વિચાર કર્યો. "યુધિષ્ઠિર ત્રણેય લોકના ઐશ્વર્ય માટે પણ કદી અસત્ય બોલશે નહિ. માટે લાવ તેને જ અશ્વત્થામા વિષે પૂછુ" એમ વિચારી દ્રોણાચાર્યે યુધિષ્ઠિરને પૂછ્યુ

આ વખતે શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું "દ્રોણ જો આજે અર્ધો દિવસ જ યુદ્ધ કરશે તો તમારી આખી સેના વિનાશ પામશે માટે તમારે તમારી રક્ષા કરવી હોય તો આ સમયે થોડું અસત્ય ભાષણ કરો કોઈ કોઈ પ્રસંગે જીવનમાં સત્ય કરતા અસત્ય વધારે ઉત્તમ મનાય છે" ભીમસેન આ વખતે પાસે ઉભો હતો તે તરત જ બોલ્યો "મહારાજ! મારા વાક્યને દ્રોણે જરાયે માન્યુ નથી માટે તમે દ્રોણને કહો કે અશ્વત્થામા હણાયો છે તમે સત્યવાદી તરીકે પ્રસિદ્ધ છો એટલે એ તમારા વાક્યને માનશે."

ભીમસેનના આવા વચનોથી પ્રેરાઇને પોતાના વિજય તરફ આસક્ત થયેલા રાજા યુધિષ્ઠિર 'અશ્વત્થામા હણાયો છે' એવુ દ્રોણ સાંભળે એવી રીતે બોલ્યા અને પાછળથી 'અશ્વત્થામા નામનો હાથી હણાયો છે' એટલુ દ્રોણ ન સાંભળે એમ ધીમેથી બોલ્યા. યુધિષ્ઠિરના મ્હોમાંથી આ શબ્દો પડ્યા કે તુરત જ તેમનો રથ પૃથ્વીથી ચાર આંગળ ઉંચો રહેતો હતો તે પૃથ્વીના તળને અડ્યો.

યુધિષ્ઠિરના આ વચનો સાંભળીને દ્રોણનુ ચિત્ત ઉદાસ થઈ ગયુ દ્રોણને ઉદ્વિગ્ન દશામા જોઈને ધૃષ્ટદ્યુમ્ન જ તેમની સામે ધસ્યો દ્રોણને યુદ્ધ ઉપર વિરાગ આવી ગયો હતો છતા તેમણે ધૃષ્ટદ્યુમ્નના ધનુષ્ય, ધજા વગેરેને કાપી નાખ્યાં અને ખુદ પાંચાલકુમારને પણ

આવીને શરમાતો શરમાતો બોલ્યો "અશ્વત્થામા હણાયો, અશ્વત્થામા હણાયો!"

ભીમસેનનાં આ વચન સાંભળીને દ્રોણના મનમાં બહુ ખેદ થયો, તેમના ગાત્રો ઢીલા પડી ગયા, પણ ભીમના વચન પર તેમને શ્રદ્ધા ન આવી એટલે તરત જ પાછા ટટ્ટાર થયા અને વેગથી લડવા લાગ્યા, અને અનેક યોદ્ધાઓને ભોંય પર ધૂળ ચાટતા કરવા માંડ્યા. આ વખતે વિશ્વામિત્ર વગેરે મહર્ષિઓ દ્રોણની સન્મુખ આવીને જાણે કે બોલવા લાગ્યા "દ્રોણ! તેં અધર્મથી યુદ્ધ કર્યું છે તારા મરણનો કાળ નજીક છે, માટે તું આ યુદ્ધનો ત્યાગ કરીને અમારી સામે જો. તેં બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરીને તે અસ્ત્રને નહિ જાણનારા અસંખ્ય પુરુષોને બાળી નાખ્યા છે તે અધર્મ કર્યો છે માટે હવે આયુધોને ફેંકી દે"

મહર્ષિઓના આવા વચનો સાંભળીને, ભીમસેનનો 'અશ્વત્થામા હણાયો!' એ વચનનો વિચાર કરીને અને ધૃષ્ટદ્યુમ્નને સામે ઉભેલો જોઈને દ્રોણાચાર્યનું મન યુદ્ધ માટે ખિન્ન થઈ ગયું; અને અશ્વત્થામા મરણ પામ્યો હશે કે કેમ તેની મનમાં શંકા થઈ દ્રોણે મનમાં વિચાર કર્યો "યુધિષ્ઠિર ત્રણેય લોકના ઐશ્વર્ય માટે પણ કદી અસત્ય બોલશે નહિ માટે લાવ તેને જ અશ્વત્થામા વિષે પૂછું" એમ વિચારી દ્રોણાચાર્યે યુધિષ્ઠિરને પૂછ્યું।

આ વખતે શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું "દ્રોણ જો આજે અર્ધો દિવસ જ યુદ્ધ કરશે તો તમારી આખી સેના વિનાશ પામશે માટે તમારે તમારી રક્ષા કરવી હોય તો આ સમયે થોડુ અસત્ય ભાષણ કરો કોઈ કોઈ પ્રસંગે જીવનમા સત્ય કરતા અસત્ય વધારે ઉત્તમ મનાય છે" ભીમસેન આ વખતે પાસે ઉભો હતો તે તરત જ બોલ્યો "મહારાજ ! મારા વાક્યને દ્રોણ જરાયે માન્યુ નથી માટે તમે દ્રોણને કહો કે અશ્વત્થામા હણાયો છે તમે સત્ય વાદી તરીકે પ્રસિદ્ધ છો એટલે એ તમારા વાક્યને માનશે."

ભીમસેનના આવાં વચનોથી પ્રેરાઇને પોતાના વિજય તરફ આસક્ત થયેલા રાજા યુધિષ્ઠિર 'અશ્વત્થામા હણાયો છે' એવુ દ્રોણ સાંભળે એવી રીતે બોલ્યા અને પાછળથી 'અશ્વત્થામા નામનો હાથી હણાયો છે' એટલુ દ્રોણ ન સાંભળે એમ ધીમેથી બોલ્યા. યુધિષ્ઠિરના મ્હોમાથી આ શબ્દો પડ્યા કે તુરત જ તેમનો રથ પૃથ્વીથી ચાર આગળ ઉંચો રહેતો હતો તે પૃથ્વીના તળને અડ્યો.

યુધિષ્ઠિરનાં આ વચનો સાંભળીને દ્રોણનુ ચિત્ત ઉદાસ થઈ ગયુ દ્રોણને ઉદ્વિગ્ન દશામા જોઈને ધૃષ્ટદ્યુમ્ન જ તેમની સામે ધસ્યો દ્રોણને યુદ્ધ ઉપર વિરાગ આવી ગયો હતો છતા તેમણે ધૃષ્ટદ્યુમ્નના ધનુષ્ય, ધજા વગેરેને કાપી નાખ્યા અને ખુદ પાંચાલકુમારને પણ

વીંધ્યો. આ વખતે ધૃષ્ટદ્યુમ્ન હાથમા તલવાર લઈ દ્રોણના રથની ધૂસરી પર ચડી ગયો પણ દ્રોણે તેને હઠાવ્યો અને સાત્યકિએ ધૃષ્ટદ્યુમ્નને દ્રોણના પંજામાંથી છોડાવ્યો. આ જોઈને યુધિષ્ઠિરે પડકાર કર્યો "હે મહારથી ક્ષત્રિયો! તમે બધા આચાર્ય સામે જ ધસારો કરો. આજે ધૃષ્ટદ્યુમ્ન આચાર્યને મારવાનો પ્રયત્ન કરે છે." આવી આજ્ઞા થતા બધા દ્રોણની સામે ધસ્યા. આજે દ્રોણના ઘોડાઓ અશ્રુપાત કરવા લાગ્યા, દ્રોણ પોતે નિસ્તેજ જણાવા લાગ્યા, તેમની ડાબી આંખ અને ખભો ફરકવા લાગ્યાં અને સામે ધૃષ્ટદ્યુમ્નને જોઈને તેમનુ મન ખિન્ન થયુ. ઋષિમુનિઓનાં વચનો તેમને ફરીથી યાદ આવ્યાં.

એવામા ધૃષ્ટદ્યુમ્ન તેમની સામે દોડયો. દ્રોણ તો પોતાના અસ્ત્રોનો ત્યાગ કરી જ્ઞાનનિષ્ઠામા સ્થિત થયા હતા ત્યાં દ્રોણના શરીરને ધૃષ્ટદ્યુમ્ને પકડયુ અને તેમની ચોટલી પકડીને માથાને ધડ પરથી ઉતારી લીધુ. દ્રોણની ઉમર આ વખતે પચાશી વર્ષની હતી. ધૃષ્ટદ્યુમ્ને આચાર્યની ચોટલી પકડી ત્યારે દૂરથી અર્જુન બોલ્યો. "તુ આચાર્યને મારીશ નહિ, પણ તેમને જીવતા જ અહીં લાવ." પણ ધૃષ્ટદ્યુમ્ને તો તેમને રથશય્યા પર જ ઠાર કર્યા અને દ્રોણ રથ પરથી નીચે પૃથ્વી પર પડ્યા.

દ્રોણના વધના સમાચાર સાભળીને કૌરવો બધા નાસી

બધા અને પાડવો આનંદમા આવી ગયા. ભીમસેન તો ધૃષ્ટદ્યુમ્નને ભેટીને બોલવા લાગ્યો "હે પાચાલકુમાર! આ સમયે જેવા આનંદથી હુ તમને ભેટુ છુ તેવા જ આનંદથી ફરી પણ દુર્યોધન અને કર્ણ રણમા હણાશે તે સમયે હુ તમને ભેટીશ."

૯

દ્રોણ પડ્યા તે સમાચાર સૈન્યમા ફેલાતા બધા કૌરવ યોદ્ધાઓ ભયભીત થઈ નાસવા લાગ્યા. અશ્વત્થામા આ ભાગતા સૈનિકોને જોઈને દુર્યોધનને કહેવા લાગ્યો. "રાજન્! આ સેના આમ કેમ નાસભાગ કરે છે?" આ વખતે કૃપાચાર્યે અશ્વત્થામાને દ્રોણાચાર્યના મૃત્યુના સમાચાર આપ્યા. પોતાના પિતાના મૃત્યુના સમાચાર સાભળીને અશ્વત્થામાની આંખો લાલચોળ થઈ ગઈ અને તે બોલ્યો. "હે દુર્યોધન! સર્વ પાચાલોનો સહાર કર્યા વિના હુ જીવી શકીશ નહિ આજે તો મહાન્ નારાયણાસ્ત્રનો પ્રયોગ કરીને હુ પાડવોનો સહાર કરૂં તો જ હુ આચાર્યનો સાચો પુત્ર!"

એમ બોલી અશ્વત્થામાએ નારાયણાસ્ત્રનો પ્રયોગ કર્યો એટલે દિશાઓમા અધકાર છ્વાઈ ગયો આ અસ્ત્રનો પ્રયોગ જોઈને રાજાઓ બધા ગભરાટમા પડ્યા અને અશ્વત્થામાએ પડકાર કરી નાસી જતા કૌરવોને

નાસતા અટકાવ્યા, એટલે પાંડવો વધારે ગભરાયા. પાંડવોની અંદર દ્રોણના વધ સંબંધે ભારે મોટી ચર્ચા થઈ, કારણ કે અર્જુને દ્રોણાચાર્યના વધને ખૂબ જ વખોડી નાખ્યો હતો, જ્યારે ભીમ અને ધૃષ્ટદ્યુમ્ન આવા વધના પક્ષમાં હતા. આ પ્રસંગ પર તો ધૃષ્ટદ્યુમ્ન અને સાત્યકિ પણ બાખડી પડયા દરમ્યાન નારાયણાસ્ત્ર તો કામ કર્યે જતું હતું. શ્રીકૃષ્ણે સર્વને જાહેર કર્યું કે "હે યોદ્ધાઓ! તમે સૌ જલદી શસ્ત્રને છોડી દો, અને સૌ પોતપોતાના વાહન પરથી નીચે ઉતરી જાઓ. જેમ જેમ આપણા યોદ્ધાઓ આ અસ્ત્રની સામે થશે તેમ તેમ તે વધારે બળવાન થતું જશે."

શ્રીકૃષ્ણનાં આવા વચન સાંભળીને યોદ્ધાઓ અસ્ત્રને શાંત કરવા તૈયાર થયા એટલે ભીમ બોલ્યો. "તમારે કોઈએ શસ્ત્રનો ત્યાગ કરવો નહિ. હું અશ્વત્થામાના અસ્ત્રને પહોંચી વળું છું." એમ બોલી અર્જુને વાર્યા છતાં ભીમ તો નારાયણાસ્ત્રની સામે ચાલ્યો અને એક ઘડીમાં તો બાણોથી ઢંકાઈ ગયો. ભીમને આ પ્રમાણે આફતમાં જોઈને સર્વ યોદ્ધાઓએ પોતાનાં અસ્ત્રોનો ત્યાગ કર્યો, સૌ રથ પરથી હેઠા ઉતરી પડયા અને એકલો ભીમસેન અસ્ત્રના ઝપાટામાં આવી ગયો, એટલે પાંડવસૈન્યમાં હાહાકાર થઈ રહ્યો. પણ આખરે વાસુદેવે ભીમસેનને વારી લીધો, તેને રથ પરથી

ઉતારી લીધો અને નારાયણાસ્ત્ર કોઇનો સામો જવાબ ન મળવાથી સ્વત. શાંત પડી ગયુ

પછી પિતાના મૃત્યુના શોકમા ને રોષમા અશ્વત્થામાએ સંગ્રામમા ઉગ્ર પરાક્રમ કરી દેખાડયુ અને દિવસને અંતે બન્ને સૈન્યો પોતપોતાની છાવણી તરફ પાછા ફર્યા



# કર્ણપર્વ

## ૧

દ્રોણાચાર્ય પડ્યા તે દિવસે રાતના દુઃશાસન, કર્ણ, શકુનિ, અશ્વત્થામા, કૃપાચાર્ય વગેરે દુર્યોધનના તંબુમા એકઠા થયા. મહારાજ દુર્યોધન બોલ્યા "હવે આપણે શા પગલા લેવા તે વિષયમા તમે તમારો મત આપો વખત બગાડો નહિ."

રાજાના આવા વચનો સાભળીને બુદ્ધિમાન અશ્વત્થામા બોલ્યો "આપણે આ કર્ણનો જ સેનાપતિપદે

અભિષેક કરીએ, કારણ કે એ જ આપણામાં શ્રેષ્ઠ છે, બળવાન છે, શૂરવીર છે અને શત્રુઓનો પરાજય કરવા સમર્થ છે ”

અશ્વત્થામાના આવા પ્રિય વચનો સાભળીને દુર્યોધન કર્ણને કહેવા લાગ્યો. “ હે કર્ણ ! તારા વીર્યને તેમ જ તારી મૈત્રીને હુ બરાબર ઓળખુ છુ ભીષ્મ ને દ્રોણ રણમા માર્યા ગયા છે એટલે હવે તુ સેનાપતિ થા એ બન્ને મોટા ધનુર્ધારી હતા પણ પાડવો તરફ પક્ષપાતવાળા હતા. તુ સેનાપતિ થઇ આ કૌરવ-સેનાનુ રક્ષણ કર, અને પાડવો તથા પાચાલોને રણ-માથી હાકી કાઢ અર્જુન તારી સામે ઉભો રહીને યુદ્ધ કરવાની ઇચ્છા પણ નહિ કરે ”

દુર્યોધન આ પ્રમાણે બોલ્યો એટલે તેને જવાબ આપતા કર્ણે કહ્યુ “ મહારાજ ! મે તો તમને પહે-લેથી જ કહ્યુ છે કે પાડવોનો, તેમના પુત્રોનો અને શ્રીકૃષ્ણનો હુ પરાજય કરીશ હુ તમારો સેનાપતિ થઇશ માટે તમે સ્થિર થાઓ, અને પાડવોને આપણે જીત્યા જ છે એમ સમજો ”

કર્ણના આવા વચન સાભળીને દુર્યોધન અત્યત પ્રસન્ન થયો અને કર્ણનો ઠાઠમાઠથી અભિષેક કર્યો. પછી કર્ણે સવાર થતા સેનાને યુદ્ધ માટે આજ્ઞા આપી અને કૌરવ યોદ્ધાઓથી વીંટળાએલો કર્ણ સેનાને મોખરે

શોભવા લાગ્યો. આજે યુદ્ધનો સોળમો દિવસ હતો. કર્ણે કૌરવસેનાને વ્યવસ્થિત ગોઠવી દીધી અને યુદ્ધ ચાલુ થયુ આજે કુલુતરાજ ક્ષેમધૂર્તિ પડ્યો, કૈકયના વિંદ ને અનુવિંદ પડ્યા, ચિત્રસેન અને ચિત્ર પડ્યા, અશ્વત્થામા અને ભીમ ભેટભેટિયા થઈ ગયા, અશ્વત્થામા અને અર્જુન એક બીજા સાથે અથડાયા, અને આખરે અશ્વત્થામા પરાજય પામીને નાઠો દરમ્યાન કર્ણનો સપાટો તો ચાલુ જ હતો કર્ણે પાંડવ યોદ્ધાઓને હંફાવી માર્યા, તેમના ઘોડા, રથ તથા હાથીઓનો કચ્ચરઘાણ વાળ્યો એટલે અર્જુન પણ ગભરાયો અને કર્ણ તરફ દોડ્યો

બીજી તરફ સહદેવ અને દુઃશાસન યુદ્ધમા ઉતર્યા અને સહદેવે કૌરવસેનાનો સંહાર આદર્યો કર્ણે પાંડવસેના પર હલ્લો કર્યો ને નકુળને ઝપાટામાં લીધો કૃપાચાર્યે ધૃષ્ટદ્યુમ્ન તથા શિખંડીને સજ્જડ હાર ખવરાવી અને દુર્યોધન યુધિષ્ઠિરની સામે ઉતરી પડ્યો આખરે તો ધર્મરાજાએ રથમાં બેઠેલા દુર્યોધન પર એવા જોરથી ગદા મારી કે તે રથમાં જ બેભાન થઈને પડ્યો ચારે તરફ ભારે રમખાણ મચી રહ્યું અને સૂર્યાસ્ત થતાં બંને સૈન્યો પોતપોતાની છાવણી તરફ પાછા ફર્યા આ દિવસે એકંદરે કૌરવોએ જ માર ખાધો અને પાંડવો આનંદ કરતા પોતાની છાવણી તરફ વળ્યા.

## ૨

રાતના દુર્યોધનના તબુમા સૌ એકઠા થયા ત્યારે કર્ણ સર્પની જેમ ફૂફાડા મારતો બોલ્યો. "અર્જુન સાવધાન, દઢ, ચતુર અને ધૈર્યવાન છે અને શ્રીકૃષ્ણ પણ તેને સમયોચિત સલાહ આપે છે રાજન્! આવતી કાલના યુદ્ધમા હુ અર્જુનના સર્વ સકલ્પોનો નાશ કરીશ" એમ કહી કર્ણ છૂટો પડ્યો

બીજા દિવસના પ્રભાતમાં કર્ણ ફરીથી દુર્યોધન પાસે આવ્યો અને બોલ્યો "મહારાજ દુર્યોધન! આજે મારો અને અર્જુનનો ભેટો થશે; કા તો તે મને મારશે અને કા તો હુ તેને મારીશ. હુ અર્જુનથી કોઈ રીતે ઉતરૂ એમ નથી; ઉલટો કેટલીક બાબતમા તેનાથી ચડિયાતો છુ પણ મને એક ઉણપ બહુ જ ખટકે છે અર્જુનના ધનુષ્યની દોરી દિવ્ય છે, તેના બે ભાથાઓ પણ દિવ્ય છે, અને તેના સારથિ શ્રીકૃષ્ણ છે આમાનુ કશુ મારી પાસે નથી એટલે શ્રીકૃષ્ણની બરાબરી કરનારો શલ્ય રાજા જો મારો સારથિ થાય તો અવશ્ય હુ અર્જુનને મારીશ"

કર્ણે આ પ્રમાણે કહ્યું એટલે "ભલે એમ થાઓ" એટલુ બોલી દુર્યોધન શલ્યરાજાના તબુ તરફ ચાલ્યો, અને ત્યા જઈને શલ્યને કહેવા લાગ્યો.

"હે મહારથી શલ્યરાજ! આજે હું પોતે તમારી પાસે એક વસ્તુ માગવા આવ્યો છું મારું મસ્તક નમાવીને વિનયપૂર્વક હું તમારી પાસે યાચના કરું છું તમે કર્ણનું સારથિપણું સ્વીકારવા કૃપા કરો. તમે વાસુદેવના સમાન છો, તમે કર્ણના સારથિ થઈને કર્ણનું રક્ષણ કરો."

દુર્યોધનનાં આવા વચનો સાંભળીને શલ્યરાજ તો ધૂવાફૂવાં થઈ ગયો અને બોલ્યો. "દુર્યોધન! તું આ રીતે મારૂ અપમાન કરે છે? હું ક્ષુદ્ર જાતિના કર્ણનો સારથિ બનું? આવું તારું અપમાન સહી લેવા હું જરાય તૈયાર નથી હું આજે જ તારી રજા લઉં છું અને મારા ઘર તરફ જવા ધારું છું"

એમ કહીને શલ્યરાજ તો ચાલવા માડ્યો એટલે દુર્યોધને તેને માનથી અને પ્રેમથી પકડી રાખ્યો અને કહ્યું "મદ્રરાજ! તમે કહો છો તે બરાબર છે કર્ણ તમારાથી અધિક નથી પણ તમને હું કૃષ્ણથી અધિક માનુ છું એટલે તમે જો કર્ણના ઘોડાઓની લગામ પકડો તો અર્જુનને હું મૂએલો જ દેખું છું"

શલ્ય થોડી વારે શાંત થયા અને દુર્યોધનની સલાહ મુજબ સારથિ થવાનુ સ્વીકાર્યું અને બોલ્યા. "હું એક શરત છે હું કર્ણને જે કાંઈ વચનો કહું તે તેણે સાંભળવા અને માન્ય રાખવાં"

દુર્યોધન રાજાએ મદ્રરાજની આ વાત સ્વીકારી અને ત્યાંથી વિદાય લીધી

પછી તો સવારમા જ મદ્રરાજા રથને તૈયાર કરીને કર્ણની પાસે ગયા, કર્ણ રથ પર બેઠો અને શલ્યે ઘોડાઓની લગામ ઝાલીને રથને ગતિ આપી. કર્ણને આ પ્રમાણે યુદ્ધમા જતો જોઈને દુર્યોધન બોલ્યો. "હે અધિરથના પુત્ર! જા, તુ યુદ્ધ માટે પ્રયાણ કર તુ યુધિષ્ઠિરને કેદ પકડજે અથવા તો અર્જુનને અને ભીમને મારી નાખજે તારો વિજય થાઓ"

કર્ણે કહ્યું "શલ્યરાજ! આપણા ઘોડાઓને હકારો, જેથી હુ અર્જુન, ભીમ, નકુળ, સહદેવ અને યુધિષ્ઠિરનો નાશ કરૂ આજે અર્જુન મારા પરાક્રમને જુએ"

કર્ણનાં આવા વચનો શલ્ય સહન કરી ન શક્યો એટલે તરત જ બોલ્યો "તુ જ્યારે ગાંડીવનો ટંકાર સાભળીશ ત્યારે આવુ કદી નહિ બોલે"

પછી કર્ણ તો આગળ ચાલ્યો અને કાપાકાપી શરૂ થઈ એટલે કર્ણ પોતાના પરાક્રમના ભારે બણગાં ફૂકવા લાગ્યો ત્યારે શલ્યે કહ્યુ "કર્ણ! હવે બહુ થયુ હવે બોલતો બધ થા" છતા કર્ણ તો બકવાદ કરતો આગળ વધ્યે જ જતો હતો, અને શલ્ય તેના બકવાદને માટે તેનો તિરસ્કાર કર્યે જતો હતો છેવટે છેવટે તો શલ્યે કર્ણને એટલા બધા મેણા માર્યા કે તેને તેનું

પૂર્વજીવન તાજુ થઈ ગયુ અને ગુરુ પરશુરામનો શાપ યાદ આવ્યો એટલે એ થથી ગયો! કર્ણને લાગ્યુ કે જે શલ્યને પોતે સલાહ અને પ્રેરણા માટે માગી લીધો છે તે શલ્ય જ અપમાન કરીને ઉત્સાહનો ભગ કરે છે! પણ હવે તેનો કશો ઉપાય ન હતો. એટલે કર્ણે મન વાળ્યુ અને શલ્યના હાથમા જ લગામ રહેવા દઈ પોતે લડવા નીકળી પડ્યો

૩

બંને સૈન્યો સામસામાં અફળાયાં અને કર્ણ તો યુદ્ધ કરતો કરતો છેક યુધિષ્ઠિર રાજાની પાસે જઈ પહોચ્યો. કર્ણને આગળ ધસતો જોઈને પાડવો, શિખડી, સાત્યકિ વગેરે તેમની આસપાસ વીટાઈ વળ્યા અને ગર્જના કરવા લાગ્યા. પણ કર્ણ તો આ બધાયને હઠાવીને સીધો યુધિષ્ઠિર સન્મુખ આવ્યો એટલે યુધિષ્ઠિર લાલ નેત્રો કરીને બોલ્યા "હે કર્ણ! તુ મારુ વચન સાભળી લે આજે હુ તારી યુદ્ધશ્રદ્ધાનો નાશ કરવાનો છુ " એમ બોલી યુધિષ્ઠિરે કર્ણને વીધ્યો. કર્ણે યુધિષ્ઠિરને સામા વીધ્યા અને બંને બાજુ મોટી કિકિયારીઓ થઈ રહી એટલામા કર્ણે યુધિષ્ઠિરને બાણો મારીને ગર્જના કરી. પછી તો કર્ણે યુધિષ્ઠિરના કવચને તોડ્યુ અને તેમના શરીરમાંથી લોહી વહેવા લાગ્યુ તેમના રથના

તલ તલ જેટલા ટુકડા કરી નાખ્યા, અને તેમને યુદ્ધ માટે અસમર્થ કરી મૂક્યા આવી દશામા યુધિષ્ઠિર તો યુદ્ધમાથી નાસી જતા હતા એટલે કર્ણે તેમને જીવતા પકડવાની ઇચ્છા કરી પણ પોતે કુંતીને આપેલુ વચન યાદ આવતા તેમને જતા કર્યા, અને યુધિષ્ઠિર એકદમ દૂર ચાલ્યા ગયા આથી આખુ પાંડવસૈન્ય પણ જાણે પાછુ હઠવા લાગ્યુ

ત્યાર પછી તો યુદ્ધ ખૂબ જ ઘોર બન્યુ અને મહારાજ યુધિષ્ઠિરને કર્ણે બીજી વાર ઝપાટામા લીધા આ વખતે પણ કર્ણ તેને પકડવાની તૈયારીમા જ હતો, પણ યુધિષ્ઠિર નાઠા એટલે બચી ગયા.

દરમ્યાન અર્જુન તથા અશ્વત્થામાનુ યુદ્ધ ઉપડ્યુ. અર્જુને અશ્વત્થામાને સારી રીતે પ્રહાર કરીને નસાડ્યો; આથી કૌરવસેનામા ભગાણુ પડ્યુ અને સૈનિકો તો બધા નાસવા લાગ્યા એટલામાં કર્ણે ભાર્ગવાસ્ત્રનો પ્રયોગ કર્યો અને પાંડવોને મૂઝવ્યા દરમ્યાન કોઇએ આવીને અર્જુનને સમાચાર આપ્યા "મહારાજ યુધિષ્ઠિરને કર્ણે ઘાયલ કર્યા છે માટે સત્વર ત્યા ચાલો "

અર્જુને યુધિષ્ઠિર મહારાજને યુદ્ધમા ક્યાયે દીઠા નહિ એટલે અર્જુન છાવણી તરફ ચાલ્યો. શ્રીકૃષ્ણ અને અર્જુનને તેઇને યુધિષ્ઠિરને એમ થયુ કે એ બન્ને કર્ણને મારીને આવ્યા છે પણ પાછળથી તેમનો ભ્રમ

આવ્યો એટલે તે બહુ ગુસ્સે થઈને બોલ્યા. "અર્જુન! કુંતીની કૂખમાં તે જન્મ ન લીધો હોત તો જ ઠીક થાત. કર્ણનો વધ કરવાને તું અશક્ત બન્યો છે. પૂર્વે દ્વૈત વનમાં તેં કર્ણને મારવાની પ્રતિજ્ઞા કરી હતી તેનું શું થયું ? અર્જુન! આજે જો ભીમસેન ન હોત તો હું તો ગયો જ હતો. તારા પર અમે મોટી મોટી આશાઓ બાંધી હતી પણ આજે એ બધી આશાઓ તૂટી પડે છે. તારૂં ગાંડીવ તું કોઈ બળવાન રાજાને આપી દે. અરે ગર્ભના પાંચમા મહિનામાં જ તું ગળી પડ્યો હોત અથવા કુંતીના ગર્ભમાં જન્મ્યો જ ન હોત તો ઘણું સારૂં થાત! ધિક્કાર છે તારા ગાંડીવને, ધિક્કાર છે તારા બાહુબળને, ધિક્કાર છે તારા અસંખ્ય બાણોને, ધિક્કાર છે તારા ધ્વજને, અને ધિક્કાર છે તારા અગ્નિએ આપેલા રથને!"

યુધિષ્ઠિરનાં આવા વચનો સાંભળીને અર્જુનને ક્રોધ ચઢ્યો એટલે તેણે મ્યાનમાંથી તરવાર કાઢી અને યુધિષ્ઠિરને મારી નાખવાનો વિચાર કર્યો; એટલામાં શ્રીકૃષ્ણ બોલી ઉઠ્યા "અર્જુન! આ શું ? તેં તરવાર કેમ કાઢી ? તું કોને મારવા તરવાર ઉગામે છે? તેં શું કરવા ધાર્યું છે ?"

શ્રીકૃષ્ણના આવા વચનો સાંભળીને ક્રોધથી ફૂંફાડા મારતો અર્જુન બોલ્યો "જે કોઈ મને કહે કે 'તું તારૂં ગાંડીવ ધનુષ્ય બીજાને આપી દે.' તેના મસ્તકને

કાપી નાખવુ એવુ મારૂ ગુપ્ત વ્રત છે આ રાજાએ તમારી સમક્ષ મને એ પ્રમાણે કહ્યુ છે તે હુ સહીશ નહિ, પણ એને મારી નાખીશ ”

અર્જુને આ પ્રમાણે કહ્યુ એટલે શ્રીકૃષ્ણ બોલ્યા “અર્જુન! તે આજે કવખતે ક્રોધ કર્યો છે અર્જુન! તું ખરેખર ધર્મભીરુ છે તેમ મૂર્ખ પણ છે તુ મોટો માણસ છે છતા પ્રાકૃત માણસની જેમ રાજા યુધિષ્ઠિરને મારવા કેમ તૈયાર થયો છે? તારે ધર્મની જ વાત કરવી હોય તો હુ તને ધર્મનુ રહસ્ય કહુ તે સાભળ. સત્યનું યથાર્થ સ્વરૂપ જાણવુ મહા કઠિન છે અર્જુન! કર્ણ સાથે યુદ્ધ કરતા રાજા ઘણા થાકી ગયા છે, ઘાયલ પણ થયા છે, બાણોથી વીંધાઈ ગયા છે એટલે ક્રોધના આવેશમા ને આવેશમાં તને સખ્ત વચનો કહ્યા છે માટે તારે ક્રોધ કરવો વ્યાજબી નથી તારી પ્રતિજ્ઞા છે તેને મે જાણી પણ તારી પ્રતિજ્ઞા પણ સચવાય એવો ધર્મ-માર્ગ નથી એમ ન માન તુ કોઇ પણ રીતે આજે મહારાજ યુધિષ્ઠિરનુ અપમાન કર, એટલે જીવતા છતા તેમનુ મૃત્યુ જ થયુ મનાય. આજે તુ મહારાજાને તુકારથી બોલાવ એટલે તેમનો વધ જ થયો ગણાશે ”

શ્રીકૃષ્ણના આવા વચન સાભળીને અર્જુન ઠંડો પડ્યો અર્જુને યુધિષ્ઠિરને તુકારથી અનેક વચનો સભળાવ્યા અને તેમનુ અપમાન કર્યું. પણ આવા અપમાનથી

ખવરાવી ગર્જના કરવા લાગ્યો. પણ ત્યા તો અર્જુને પોતાનો રથ તે તરફ હાંક્યો અને વૃષસેનને પણ મારી નાખ્યો. પોતાના પુત્રને અર્જુને મારી નાખ્યો એ જાણીને કર્ણને ખૂબ કોપ ચડ્યો એટલે તેણે અર્જુનની સામે જ પોતાનો રથ દોડાવ્યો. કર્ણને જોસથી આવતો જોઇને શ્રીકૃષ્ણ બોલ્યા "અર્જુન! આ મોળા રંગના ઘોડાવાળો કર્ણ આપણા પર ચડી આવે છે તુ હવે તૈયાર થઈ જા તારા વિના બીજો કોઈ કર્ણના બાણોને સહન કરવા ઉત્સાહ ધરાવી શકે તેમ નથી માટે તુ આ કર્ણને મારી નાખ. હુ આ સમયે તને આશીર્વાદ આપુ છુ કે તારૂ સદા કલ્યાણ થાઓ, અને યુદ્ધમા તારો વિજય થાઓ."

શ્રીકૃષ્ણના આવા વચનો સાભળીને અર્જુન બોલ્યો. "શ્રીકૃષ્ણ! આપણા ઘોડાઓને હવે જલદી હંકારો; કારણ કે વખત વીતી જાય છે"

હવે અર્જુન અને કર્ણ સામસામા આવ્યા. બન્ને દેવપુત્રો હતા; બન્ને પાસે ઉત્તમ શસ્ત્રો હતા; બન્ને આકાશને ગજવી રહ્યા હતા; બન્નેનાં પરાક્રમો જગપ્રસિદ્ધ હતાં; બન્ને વીર્યવાન હતા; બન્નેને શ્રેષ્ઠ સારથિઓ હતા. બન્નેનુ તુમુલ યુદ્ધ જોઇને જ સેનાઓ તો વિસ્મયમા પડી અને કોનો વિજય થશે એ વિચારે આખા જગતને મૂઝવી દીધુ આ બન્ને વીરોનુ કારણ

યુદ્ધ જોઇને અશ્વત્થામા દુર્યોધનની પાસે પહોંચ્યો અને કહેવા લાગ્યો "મહારાજ! તમે હવે પ્રસન્ન થાઓ અને પાંડવોની સાથે સંધિ કરી લ્યો વિરોધ કરવાનુ હવે પડતુ મૂકો. તમે પાંડવો સાથે સંધિ કરશો તો તમે જગતનુ મહાન હિત કર્યું કહેવાશે."

અશ્વત્થામાના આવા વચનો સાંભળીને દુર્યોધન નિશ્વાસ નાખતો બોલ્યો. "અશ્વત્થામા! કર્ણની સામે યુદ્ધમાં અર્જુન ટક્કર ઝીલી શકે તેમ નથી; તો પછી સંધિ શા માટે કરવી? આજે અર્જુન ઘણો થાકી ગયો છે એટલે કર્ણ તેનો આજે જ વધ કરશે"

અશ્વત્થામા અને દુર્યોધન આ પ્રમાણે વાતચીત કરી રહ્યા હતા તે દરમ્યાન કર્ણ અર્જુનનુ યુદ્ધ તો ચાલુ જ હતુ બન્ને પક્ષના યોદ્ધાઓ એકબીજાને ચાનક ચડાવવા બૂમો પાડતા હતા. કર્ણ બાણો મારીને અર્જુનને વીંધવા માંડ્યો એમ જ અર્જુને બાણો મારીને કર્ણને વીંધવા માડ્યો

એવામા ભીમસેન ગાજી ઉઠ્યો "ઓ અર્જુન! આપણને આપેલા બધાં દુ ખોને મભારીને તુ કર્ણને મારી નાખ. તેણે દ્રૌપદીને દુ:ખ દીધુ છે, આપણને નપુંસક કહ્યા છે, માટે એનો વધ કરી નાખ અથવા મને કહે તો હુ ગદાના પ્રહારથી તેને છૂંદી નાખુ"

ભીમના આવા વચનો સાંભળીને અર્જુન બોલ્યો

"હે શ્રીકૃષ્ણ! જગતનુ કલ્યાણ કરવા માટે તથા કર્ણનો વધ કરવા માટે હુ બ્રહ્માસ્ત્રને પ્રગટ કરૂ છુ માટે હે દેવો! મને અનુજ્ઞા આપો." એમ બોલી અર્જુને બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કર્યો પણ કર્ણે તરત જ એ અસ્ત્રનો નાશ કરી નાખ્યો, તેમ જ ભીમ, અર્જુન તથા શ્રીકૃષ્ણને ત્રણ બાણો વડે પ્રહાર કર્યો. એટલે અર્જુનને ક્રોધ ચડ્યો અને તેણે કર્ણને પાડી નાખ્યો.

આ યુદ્ધમા કોઇ વાર અર્જુન કર્ણથી ચડી જતો હતો તો કોઇ વાર કર્ણ અર્જુનથી ચડી જતો હતો. કર્ણ અર્જુનના આ યુદ્ધની અશ્વસેન નામના નાગને ખબર પડી એટલે એ કર્ણ પાસે આવ્યો, અને અર્જુન સાથેનુ જૂનુ વેર યાદ કરીને કર્ણની મદદે ચડ્યો. આ વખતે કર્ણે ખાસ અર્જુનને મારવા માટે જ સઘરી રાખેલુ પોતાનુ સર્પમુખ બાણ સાધ્યુ અને અર્જુનની સામે છોડ્યુ પણ આ બાણનું શ્રીકૃષ્ણે નિશાન ચૂકાવ્યું એટલે તે અર્જુનની ડોક પર લાગવાને બદલે માત્ર તેનો મુગટ લઈ ચાલ્યુ ગયુ અશ્વસેન નાગ ફરીથી કર્ણ પાસે આવ્યો અને બોલ્યો. "હુ તક્ષકનો પુત્ર અશ્વસેન છુ ખાડવ-દહનમાં મારી માતાને અર્જુને બાળી દીધી છે માટે મારે તેની સાથે વેર છે હુ તમને આ યુદ્ધમા સહાય કરવા આવ્યો છુ"

કર્ણે અશ્વસેનને જવાબ વાળ્યો "અશ્વસેન! હુ

તારો ઉપકાર માનુ છુ પણ બીજાના બળથી હુ વિજય મેળવવા માગતો નથી આ એક શુ પણ આવા અનેક અર્જુનોને હુ મારી શકુ તો પણ તેવુ કપટયુદ્ધ હુ નહિ કરૂ ”

કર્ણે આ પ્રમાણે કહ્યુ એટલે અશ્વસેન પોતે જ પોતાની મેળે અર્જુન તરફ ધસ્યો પણ અર્જુને તેને કાપી નાખ્યો

હવે અર્જુને તો કર્ણ પર એક પછી એક એમ પ્રહારો કર્યે જ રાખ્યા, એટલે કર્ણ અત્યત ઘવાઈ ગયો, તેનો ભાથો એક તરફ ઉડી પડ્યો, તેની મૂઠીઓ ઢીલી થઈ ગઈ અને તે પોતે મૂર્છાવશ થઇને રથમા ને રથમા ઢળી પડ્યો

અર્જુને ધાર્યુ હોત તો આ દશામા કર્ણને તે મારી નાખી શકત, પણ તેને તે ઠીક ન લાગ્યુ એટલે શ્રીકૃષ્ણ બોલ્યા “ હે પાડુપુત્ર ! તુ પ્રમાદ કેમ કરે છે ? આ કર્ણ જેવો ટટ્ટાર થયો કે તારી સામે જ ધસી આવશે માટે તુ એને જલદી મારી નાખ ”

શ્રીકૃષ્ણના આવાં વચનો સાભળીને અર્જુને કર્ણ પર ફરીથી મારો ચલાવ્યો અને તેને રથ સહિત ઢાકી દીધો. કર્ણ પણ અર્જુનથી એમ ગાજ્યો જાય તેવો ન હતો, તેણે પણ અર્જુન તથા શ્રીકૃષ્ણ બન્નેને વીધ્યા. પણ એટલામા તો સહસા કોઇએ કહ્યુ “ હે કર્ણ !

પૃથ્વી તારા રથના પૈડાં ગળી જાય છે " કર્ણને પોતાનો કાળ નજીક આવ્યો હોય એમ લાગ્યુ તેને હવે પરશુરામનો શાપ યાદ આવ્યો, અને અસ્ત્રવિદ્યા કેમ જાણે તેના મનમાથી ગળી જતી હોય એમ તેને જણાયુ. આ બધુ જોઇને કર્ણ ખિન્ન થઈ ગયો, તેના ઘોડા ચાલતાં ચાલતા લથડિયાં ખાવા લાગ્યા, અને આખો કર્ણ જાણે કે શિથિલ થઈ ગયો! આ તરફ કર્ણના રથનુ પૈડુ વધારે વધારે ગળતુ હતુ એટલે કર્ણ રથ પરથી નીચે ઉતર્યો અને પૈડાને પૃથ્વીમાંથી બહાર કાઢવા લાગ્યો. રથનું પૈડુ કાઢતા કર્ણ અર્જુનને ઉદ્દેશીને બોલ્યો: "અર્જુન! એક મુહૂર્ત તુ યુદ્ધ કરતો થભી જા. પૃથ્વીમા ખૂચી ગયેલા આ પૈડાને હુ બહાર કાઢુ ત્યા સુધી તુ થોભી જા તારે મને આવી રીતે મારવો એ ધર્મ નથી "

કર્ણનાં આવા વચનો સાભળીને શ્રીકૃષ્ણ બોલ્યા. "હે કર્ણ! તુ આ સમયે ધર્મને સભારે છે તે સારા ભાગ્યની વાત છે આજ સુધી તમે સૌએ અનેક ન કરવાના ધધા કર્યા ત્યારે ધર્મ ક્યા સતાઈ ગયો હતો!"

શ્રીકૃષ્ણનાં આવા વચન સાંભળીને કર્ણને લજ્જા આવી અને તેણે તેનો કશો જવાબ આપ્યો નહિ. એટલામા તો અર્જુને અગ્ન્યાસ્ત્રને છોડ્યુ પણ કર્ણે તેને શાંત પાડી દીધુ ત્યાર પછી ખૂબ ક્રોધે ભરાઇને

અર્જુને એક ઘોર બાણુ છોડયુ અને આ બાણે કર્ણનું માથુ કાપી નાખ્યુ આ વખતે દિવસનો પાછલો ભાગ શરૂ થઈ ગયો હતો. કર્ણનુ શરીર એકદમ પૃથ્વી પર ગબડી પડયુ એટલે અર્જુન તથા શ્રીકૃષ્ણે પોતાના શંખો ફૂંકયા અને શલ્ય કર્ણના રથને તથા ઘોડાઓને લઈને છાવણી તરફ પલાયન થઇ ગયો

કર્ણના મૃત્યુથી કૌરવસેનામા એવી ધાક પેસી ગઈ કે અર્જુન કે ભીમ જાણે પોતાના પર જ ધસી આવે છે એમ સૌ બીકને લીધે માનવા લાગ્યા, અને આખી કૌરવસેના નાસભાગ કરવા લાગી. દુર્યોધને નાસતા સૈન્યને રોકવા ઘણી મહેનત કરી પણ સૈનિકો રોકાયા વિના નાસી જ ગયા.

આ તરફ કર્ણ પડ્યાના સમાચારથી પાંડવોની છાવણીમા મોટો હર્ષનાદ થઈ રહ્યો, અને મહારાજ યુધિષ્ઠિર તો હર્ષથી ગાડા બની ગયા.



# શલ્યપર્વ

## ૧

કર્ણ પડ્યો એટલે દુર્યોધનના પગ તો ભાગી જ ગયા, એની આંખે અંધારાં આવવા લાગ્યાં અને જીવન આખું હારી બેઠો હોય એમ ઘડીભર તે નિરાશ થઈ ગયો. દરમ્યાન પાંડવો વધારે જોસમાં આવી ગયા અને કૌરવસૈન્યને વીંખવા લાગ્યા. ભીમસેન ગદાને હાથમાં લઈને ઉતરી પડ્યો, સાત્યકિએ શકુનિ ઉપર ધસારો કર્યો, અને શિખંડી તથા દ્રૌપદીના પુત્રોએ શકુનિની પાછળ પડીને શંખનાદ કર્યો. આથી કૌરવસેના વધારે

હતાશ બની અને ચારે તરફ નાસભાગ કરવા લાગી! આથી દુર્યોધન તેને હાકલ મારતો બોલ્યો. "અરે એ વીરો! આખી પૃથ્વી પર એવો એક પણ પ્રદેશ મને દેખાતો નથી કે જ્યા તમે નાસી જાઓ અને પાંડવો તમને મારી ન નાખે. જુઓ, પાંડવોનું સૈન્ય હવે તદ્દન ઓછુ જ રહ્યુ છે અને કૃષ્ણ તથા અર્જુન તદ્દન ઘાયલ થયા છે, માટે જો ક્ષણભર ટકી રહીશુ તો આપણો વિજય જ છે" રાજા દુર્યોધનના આવા વચનો સાભળીને કૌરવયોદ્ધાઓ પાછા સતેજ થયા અને દુર્યોધન યુધિષ્ઠિર વગેરે સામે દોડી ગયો.

દરમ્યાન કૌરવસેનાનો હૃદયદ્રાવક દેખાવ જોઇને કૃપાચાર્ય દુર્યોધનને કહેવા લાગ્યા. "મહારાજ દુર્યોધન! યુદ્ધને શરૂ થયાં આજે સત્તર દિવસ થયા. દરમ્યાન જેમના પર આપણે આ યુદ્ધનો ભાર મૂક્યો હતો તેવા ભીષ્મ, દ્રોણ, કર્ણ વગેરેએ શરીરોનો ત્યાગ કર્યો છે, અને ભીમ તથા અર્જુન આપણા સૈન્યને ડહોળી રહ્યા છે માટે મહારાજ! આ સમયે યુધિષ્ઠિરને નમી પડી ને આપણે રાજ્ય મેળવીએ તો તેમા જ આપણુ શ્રેય રહેલુ છે માટે પાંડવો સાથે એકદમ સંધિ કરો અને બાકી રહેલા આ યોદ્ધાઓના પ્રાણોને બચાવો."

કૃપાચાર્યના આવા વચન સાભળીને દુર્યોધન બોલ્યો. "આચાર્ય! આપ જે કહો છો તે યથાર્થ છે,

પણ મને તે રુચતુ નથી. પાંડવો મારા તરફના વેરથી એવા ઉગ્ર બન્યા છે કે હવે તેઓ આ ક્ષણે સંધિ કરે તેમ મને જણાતુ નથી ઉપરાત હું પણ મહારાજા હુ; સમુદ્ર પર્યંતની પૃથ્વીને મે ભોગવી છે એનો એજ હું, પાડવોની કૃપા મેળવી રાજ્ય કેવી રીતે કરી શકુ ? પાંડવોની સાથે આ વખતે સંધિ કરવી, એ મને સમયોચિત જણાતુ નથી મારા માટે આ ભીષ્મ, દ્રોણ, કર્ણ વગેરે પ્રાણ પાથરીને રણમા સૂતા અને આજે હું શ્રેયને પામ્યા વિના સંધિનો વિચાર કરૂ એ મને કેમ શોભે ? ”

દુર્યોધનના આવા વચનો સાભળીને યોદ્ધાઓએ તેને સાબાશી આપી, અને સૌ થાકી ગયા હતા એટલે થોડી વાર સૌએ આરામ લીધો હવે કૌરવસેના માટે નવા સેનાપતિને નીમવાની જરૂર હતી કૌરવયોદ્ધાઓએ સમર્થ નેતાની માગણી કરી એટલે દુર્યોધન અશ્વત્થામાની પાસે ગયો અને તેની સલાહ માગી; ત્યારે અશ્વત્થામા બોલ્યો. “આ શલ્યરાજા કુળ, રૂપ, તેજ, યશ અને લક્ષ્મી આદિ ગુણોથી સર્વોત્કૃષ્ટ છે માટે તેને જ આપણે સેનાપતિ બનાવો. પાડવો પોતાના ભાણેજો થાય છે છતા તેમનો ત્યાગ કરીને તે આપણને સહાય કરવા આવ્યા છે તે તમે જાણો છો. ”

અશ્વત્થામાનો આ વિચાર જાણીને દુર્યોધન શલ્ય

પાસે પહોંચ્યો અને બે હાથ જોડીને બોલ્યો "મદ્રરાજ! તમે મારી સેનાના અધિપતિ થાઓ"

દુર્યોધનના આવા વિવેકયુક્ત વચનો સાભળીને શલ્ય બોલ્યો. "કુરુરાજ! તમે જે ભાર મારા માથા પર મૂકવા માગો છો તેનો હુ સ્વીકાર કરૂ છુ મારા પ્રાણ, રાજ્ય અને ધન એ સર્વ તમારા માટે જ છે એમ સમજજો હુ ખુશીથી તમારી સેનાનો અધિપતિ થઈશ"

શલ્યે આ પ્રમાણે કહ્યુ એટલે દુર્યોધને ભરસભામા તેનો અભિષેક કર્યો અને કૌરવો પાછા આનદમા આવી ગયા દરમ્યાન શલ્યના સેનાપતિ થવાના સમાચાર જાણી યુધિષ્ઠિરના મનમા થોડીક ચિતા થઈ, પણ શ્રીકૃષ્ણે તેમને શાત કર્યા અને મોડી રાતે સૌ આરામ લેવા માટે નિદ્રાધીન થયા.

રાત પૂરી થઈ એટલે શલ્યે સેનાની ગોઠવણના હુકમો છોડ્યા. શલ્યે આજે સર્વતોભદ્ર નામનો વ્યૂહ રચ્યો અને પોતે વ્યૂહના મુખમા જ કવચ પહેરીને ઉભો રહ્યો દુર્યોધન વ્યૂહના મધ્યમા હતો, શકુનિ અને કૈતવ્ય દુર્યોધનની પાછળ હતા બીજી બાજુ પાડવોએ પોતાની સેનાના ત્રણ ભાગ કરી નાખ્યા, અને ધૃષ્ટદ્યુમ્ન, શિખડી અને સાત્યકિ એક એક ભાગને લઈને કૌરવો સામે ઉપડી ગયા અઢારમા દિવસનો સ [illegible] ર જેવો ભય તેવો ન હતો. પાડવોએ આજે [illegible] કાળો કેર

વરતાવ્યો, એટલે થોડી વાર ટકી રહેલી કૌરવસેના વળી પાછી માર ખાતી પાછળ હઠવા લાગી અને લશ્કરમા ભગાણુ પડ્યુ શલ્ય રાજાએ પોતાના રથને યુધિષ્ઠિરના રથ તરફ હંકાવ્યો અને બન્ને વીરોથી યુદ્ધભૂમિ શોભી ઉઠી એટલામા નકુળે કર્ણના પુત્ર ચિત્રસેનની સાથે યુદ્ધ આદર્યું અને તેનું મસ્તક ધડ પરથી ઉતારી લીધુ પોતાના ભાઇને મરેલો જાણીને મહારથી સત્યસેન તથા સુષેણ નકુળની સામે દોડી ગયા અને નકુળને બાણો મારીને વીંધવા લાગ્યા; તેમણે નકુળને રથ વિનાનો કરી મૂક્યો, પણ નકુળ તો દ્રૌપદીપુત્ર સુતસોમના રથ પર ચડી બેસે અને બન્ને ભાઇઓનાં માથાં ધડથી જુદાં કર્યા

આ પ્રમાણે બન્ને સૈન્યો લડી રહ્યા હતા એવે વખતે શલ્યરાજા યુધિષ્ઠિર તથા ભીમના પર બાણોનો વરસાદ વરસાવવા લાગ્યો. પણ યુધિષ્ઠિર અને ભીમે શલ્ય ઉપર એવો મારો ચલાવ્યો કે ઉલૂક, શકુનિ, અશ્વત્થામા, કૃતવર્મા વગેરે સૌ ત્યા એકઠા થઈ ગયા અને શલ્યનુ રક્ષણ કરવા લાગ્યા. શલ્યે ભીમના સારથિને મારી નાખ્યો એટલે ભીમ હાથમા ગદા લઇને નીચે ઉતરી પડ્યો અને એ ગદાથી કૃતવર્માના રથના ભૂકા કર્યા, તથા શલ્યના સારથિને મારીને નીચે પટક્યો. ત્યાર બાદ શ ય અને ભીમનુ ગદાયુદ્ધ શરૂ થયુ, દુર્યોધને ચેકિતાનને મારી

નાખ્યો, અને કૃપાચાર્ય ને કૃતવર્મા યુધિષ્ઠિર સામે યુદ્ધમા ઉતર્યા.

આજે શલ્યનુ પરાક્રમ અદ્ભુત હતુ મદ્રરાજની અચાનક ધૂમા મચી પાડવે માત્ર ગભરાઇ ગયા. શલ્યે સાત્યકિના ઘોડાઓને મારી નાખી તેને રથ વિનાનો કર્યો, નકુળ સહદેવ તથા યુધિષ્ઠિરને બાણોથી વીંધ્યા, સાત્યકિને પણ યુદ્ધમા મૂઝવ્યો. શલ્યનો આવો સપાટો જોઈને પાડવો નાસભાગ કરવા લાગ્યા, પણ અર્જુને તેમને ખાળી રાખ્યા. શલ્ય પોતાના લશ્કરને આ પ્રમાણે મારી નાખે છે એ જોઈને યુધિષ્ઠિરને ક્રોધ ચડ્યો અને તેમણે પ્રતિજ્ઞા કરી. "આજે હુ મારા ભાગમા આવી રહેલા આ શલ્યને મારીશ" દરમ્યાન ભીમ દુર્યોધન સાથે જપાજપીમા ઉતર્યો, અને દુર્યોધનને છાતીમા પ્રહાર કરી તેને મૂર્છામા નાખ્યો, તે વખતે જ તેના સારથિનુ માથુ પણ કાપી લીધુ આથી ઘોડાઓ પોતાની મેળે રથને તથા દુર્યોધનને લઇને નાઠા અને કૌરવસેના ત્રાસીત બની ગઈ

આ બાજુ યુધિષ્ઠિર મહારાજ શલ્ય પર પોતાના રથ ચલાવી ગયા હતા અને મદ્રરાજ પણ તેનો જવાબ આપતા હતા. આખરે યુધિષ્ઠિરે શલ્યના [illegible] કાપી નાખ્યુ, તેના ઘોડા તથા સારથિને [illegible], અને તેના ધ્વજને કાપી નાખ્યો. [illegible]

અશ્વત્થામા ત્યા આવી પહોંચ્યો અને શલ્યને પોતાના રથમા બેસાડી દૂર લઇ ગયો ઘડી પછી શલ્યરાજ પાછો યુધિષ્ઠિર સન્મુખ આવ્યો અને યુધિષ્ઠિરના ધનુષ્ય, ધ્વજ, ઘોડા, સારથિ વગેરેનો નાશ કરી સિંહનાદ કરવા લાગ્યો. પણ શલ્યને પાડવો એવો યુધિષ્ઠિરનો નિશ્ચય હતો તે નિશ્ચયને તેમણે વધારે મજબૂત કર્યો અને પોતાની પાસે એક રથશક્તિ હતી તે શક્તિને શલ્યની સામે ફેંકી એટલે શલ્ય રથ પરથી ધરણી પર ઢળી પડ્યો અને દીર્ઘ કાળની નિદ્રાને આધીન થયો શલ્ય પડ્યો એ જાણીને તેનો નાનો ભાઈ યુધિષ્ઠિરની સામે ધસ્યો એટલે યુધિષ્ઠિરે તેનુ પણ માથુ ઉતારી લીધુ

૨

શલ્ય અને વિચિત્રકવચ બન્ને પડ્યા, એટલે કૌરવોમા ભગાણુ પડી ગયુ અને કુરુસૈન્ય અવળુ મોઢુ કરી રણમાથી નાસવા માડ્યુ, તથા પાડવો વિજયનાદ કરવા લાગ્યા. હવે પાડવો નાસભાગ કરતા મદ્ર યોદ્ધાઓ પર તૂટી પડ્યા અને દુર્યોધન, શકુનિ વગેરે તેમનો બચાવ કરતા આમતેમ ઘૂમવા લાગ્યા દુર્યોધને પોતાના રથને સૈન્યના મોખરામા ઉભો ન રાખતા પાછળ રાખ્યો ભીમસેન અને ધૃષ્ટદ્યુમ્ન આ યોદ્ધાઓની પાછળ પડ્યા એટલે તેઓ પણ સામા થયા અને ભીમના રથને ઘેરી લીધો; પણ ભીમસેને તેમનો સૌનો સહાર કરી નાખ્યો. બીજી

તરફ યુધિષ્ઠિરે પણ સપાટો ચલાવ્યો એટલે દુર્યોધન તેમની સામે ધસ્યો. આ વખતે મ્લેચ્છ રાજા શાલ્વ હાથી પર બેસીને પાડવો સામે ધમ્યો અને ધૃષ્ટદ્યુમ્નના રથ, ઘોડા તથા સારથિના ભૂકા કરી નાખ્યા, એટલામા ભીમ, શિખડી તથા સાત્યકિ તેની મદદે આવ્યા આ સૌની મદદથી ધૃષ્ટદ્યુમ્ને શાલ્વના હાથીનુ ગડસ્થળ તોડી પાડયુ અને હાથી પર બેઠેલા શાલ્વને સાત્યકિએ એક બાણુ મારી તેનુ મસ્તક કાપી લીધુ

ત્યાર પછી તો યુદ્ધ વધારે ભયકર થયુ અને ચારે-તરફ રમખાણુ ચાલી રહ્યુ યુદ્ધની ઝપાઝપીમા કૌરવો નાશ પામી ગયા એટલે યુદ્ધ શાત જેવુ થવા લાગ્યુ એટલામાં શકુનિએ હાકલ કરી "મહા બળવાન રાજા દુર્યોધન ક્યાં છે?" શકુનિને સૈન્યમાથી જ જવાબ મળ્યો. "રણુના મધ્ય ભાગમા આ રહ્યા પેલા મહા બળવાન દુર્યોધન મહારાજ" તરત જ શકુનિ દુર્યોધનની પાસે પહોચ્યો અને બોલ્યો. "હવે તમે પાંડવોના રથસૈન્યનો નાશ કરી નાખો." શકુનિના આવા વચનો સાભળીને કૌરવો પાછા જોસમા આવ્યા અને પાંડવો સામા ધસ્યા. આ તરફ હવે અર્જુન એકલો જ કૌરવસેનાનો કચ્ચરઘાણુ કાઢવા લાગ્યો બીજી તરફ ધૃષ્ટદ્યુમ્ન દુર્યોધનની સામે થયો અને તેને રથ વિનાનો કરી મૂક્યો, એટલે તે એક ઘોડા પર બેસીને રણુમાથી

થોડે દૂર ચાલ્યો ગયો. દરમ્યાન કૌરવયોદ્ધાઓ તો ટપોટપ પડ્યે જ જતા હતા અને દુર્યોધનની તપાસ કરવા છતા તેનો પત્તો ન લાગવાથી નિસ્તેજ બની મૃત્યુ વશ થતા હતા આ વખતે જ ભીમસેને ધૃતરાષ્ટ્રના અગિયાર પુત્રોને મારી નાખ્યા, અર્જુને સુશર્માને મારી નાખ્યો અને ભીમસેને સુદર્શનને યમ પાસે મોકલ્યો. કૌરવસૈન્યમા ધીમે ધીમે ભગાણુ ખૂબ જ વધી પડયું એટલે દુર્યોધન આગળ આવ્યો અને બોલ્યો. "હે યોદ્ધાઓ ! પાછા ફરો, પાછા ફરો." શકુનિએ તથા તેના પુત્ર ઉલૂકે ભીમસેનની સામે ટક્કર લીધી પણ આખરે તો સહદેવે તે બન્નેને મારી નાખ્યા. શકુનિ પડયો ત્યારે પાંડવોએ મોટો જયનાદ કર્યો અને સહદેવને ધન્યવાદ આપ્યો.

૩

શકુનિ પડ્યો એટલે તો કૌરવસૈન્ય સાવ ભાંગી ગયુ, અને આખી રણભૂમિ પર ઉજ્જડ વેરાન જેવુ દેખાવા લાગ્યુ એટલે દુર્યોધન બિચારો સૈન્ય અને વાહન વિનાનો એકલો શુ કરે ? તેણે રણમાથી નાસી જવાનો વિચાર કર્યો. આખી રણભૂમિ પર તેણે એક લાંબી દૃષ્ટિ ફેકી પણ પોતાને મદદ કરે એવો કોઈ પુરુષ જોયો નહિ, એટલે અગિયાર અક્ષૌહિણી સેનાનો ધણી હાથમા ગદા લઈને એકલો પગપાળો પૂર્વમા આવેલા એક

ધરા તરફ ચાલી નીકળ્યો ત્યા જઈને ધરામા સતાઈ ગયો આ જ વખતે જેમના વાહનો થાકી ગયાં હતા અને જેમના શરીરે ઘાયલ થયા હતા એવા કૃપાચાર્ય, અશ્વત્થામા અને કૃતવર્મા દુર્યોધનને શોધતા શોધતા આ ધરા પાસે જ આવી પહોચ્યા. પણ પાડવોના અવાજો આવતા હોવાથી તેઓ ધરા પાસે ન રોકાતા ત્યાથી છાવણી તરફ ચાલી નીકળ્યા

કૌરવ છાવણીમા તો રોકકળ શરૂ થઈ ચૂકી હતી તેઓ સ્ત્રીઓએ રુદનથી પૃથ્વીને ગજાવી મૂકી હતી સ્ત્રીઓ અને બધી વૃદ્ધ પુરુષો સાથે હસ્તિનાપુર જવા નીકળી અને યુયુત્સુ આ બધાને લઈને યુધિષ્ઠિર તેમ જ શ્રીકૃષ્ણની પરવાનગીથી હસ્તિનાપુર જવા ઉપડ્યો

આ તરફ પાંડવોએ દુર્યોધનની ઘણી ઘણી તપાસ આદરી પણ ભાળ ન લાગી એટલે તેઓ પણ પોતાની છાવણી તરફ વળ્યા. પાડવો રણભૂમિને છોડીને ગયા પછી અશ્વત્થામા, કૃપાચાર્ય અને કૃતવર્મા પાછા ધરા પાસે આવ્યા અને દુર્યોધન રાજાને કહેવા લાગ્યા "હે રાજન્! ઉઠો, પાણીમાથી બહાર નીકળો, અને અમારી સાથે રહીને યુધિષ્ઠિર સામે યુદ્ધ કરો ઉઠો, પાણી-માથી બહાર નીકળો."

પોતાના પક્ષના ત્રણ મહારથીઓના આવા વચનો સાભળીને ધરાની અદરથી દુર્યોધન બોલ્યો "હે વીર

પુરુષો ! આવા ભયંકર સંહારમાથી તમને ત્રણ્ને બચેલા જોઉં છુ તે મારૂ અહોભાગ્ય છે આપણે સૌ થાકેલા છીએ માટે મને યુદ્ધ કરવુ રુચતુ નથી આજની રાત વિસામો લઈ આવતી કાલે રણમા હુ તમારી સાથે યુદ્ધ કરવા ઉભો રહીશ એ શંકા વિનાની વાત છે "

દુર્યોધનના આવા વચનો સાભળીને અશ્વત્થામાથી ન રહેવાયુ એટલે તે બોલ્યો "હે રાજન્ ! ઉઠો. આપણે અવશ્ય શત્રુઓને જીતશુ હુ તમને સહાય કરૂ છુ યુદ્ધમા પાચાલોનો સંહાર કર્યા વિના હુ મારૂ કવચ ઉતારવાનો નથી "

આ પ્રમાણે તેઓ ચારે વાત કરતા હતા એવામાં કેટલાક પારધિઓ ત્યા પાણી પીવા માટે આવ્યા; અને તેમણે ચારે જણાની આ વાત સાભળીને પાંડવોને જણાવી પાંડવો તો દુર્યોધનને શોધતા જ હતા, અને તેની તપાસ માટે તેમણે તો ચારે તરફ માણસો પણ મોકલ્યાં જ હતા; એવામાં આ સમાચાર મળ્યા એટલે તેમણે તો રથ જોડ્યા અને દ્વૈપાયન નામના તે ધરા પાસે આવી પહોચ્યા. જોતજોતામા પાંડવો તો રથના ગડગડાટ સાથે આવી લાગ્યા એટલે આ ત્રણ મહારથીઓ બોલ્યા. "પાંડવો આ તરફ આવતા લાગે છે તમારો તેમને પત્તો લાગી જાય એવા ભયથી અમે અહીંથી દૂર ચાલ્યા જશુ તમે અમને આજ્ઞા આપો."

આ પ્રમાણે ત્રણ મહારથીઓને દુર્યોધને રજા આપી અને પોતે જળને થભાવી દઇને ધરામા સૂઇ રહ્યો

૪

આ બાજુ પાડવો ધરા પાસે પહોચ્યા ત્યારે યુધિષ્ઠિર બોલ્યા "કેશવ! જુઓ, આ દુર્યોધન માયાથી અદર પેસી રહ્યો છે પરતુ આવુ કપટ કરીને આજે તે મારી પાસેથી છૂટશે નહિ " પછી મહારાજ યુધિષ્ઠિર દુર્યોધનને સબોધીને કહેવા લાગ્યા "સુયોધન! વાશ કુળને મારી નખાવી તુ જળાશયમા કેમ પેસી ગયો છે? રાજન્! ઉભો થા, ઉભો થા, ને મારી સાથે યુદ્ધ કર "

જ યુધિષ્ઠિરે આ પ્રમાણે કહ્યુ એટલે પાણીમા રહ્યો રહ્યો દુર્યોધન બોલ્યો "હુ પ્રાણના ભયથી અહીં આવ્યો નથી હુ એકલો પડી ગયો હતો તેથી શાંતિ લેવા માટે મે આ સ્થાનને પસદ કર્યુ છે જરા વિશ્રાતિ લીધા પછી અહીંથી ઉઠીને હુ તમારા બધાની સાથે યુદ્ધ કરીશ."

તરત જ યુધિષ્ઠિર બોલ્યા "અમે બધા તને ઘણો સમય થયા શોધી રહ્યા છીએ. યુદ્ધમા પાડવોનો નાશ કરીને સમૃદ્ધિવાન રાજ્યને તુ પામ અથવા તો અમારે હાથે મરણ પામીને વીરલોકને મેળવ "

યુધિષ્ઠિરના આવા વચનો સાભળીને દુર્યોધન બોલ્યો "હે યુધિષ્ઠિર! મારા સર્વ ભાઈઓ તો યુદ્ધમા મરણ પામ્યા છે આજે વિધવા બની ગયેલી આ પૃથ્વી પર રાજ્ય કરવાનો મને ઉત્સાહ નથી રહ્યો યુધિષ્ઠિર! હજુયે પાચાલોને અને પાડવોને ભાગી નાખવાની આશા મને નથી એમ ન સમજ; પણ હવે મારે યુદ્ધ કરીને શુ કરવુ છે? ભીષ્મ વગેરે સૌ મરી પરવાર્યા છે એટલે શૂન્ય એવી આ પૃથ્વી હવે ભલે તારી જ થાય! હવે હુ મૃગચર્મ ધારણ કરીને વનમાં જ ચાલ્યો જઈશ હવે મને રાજ્ય પર પ્રીતિ રહી નથી આજે હુ મનુષ્યો વિનાનો થઇ ગયો છુ એટલે ખુદ જીવતર પર પણ મને વૈરાગ આવ્યો છે તુ હવે જા તારી આજીવિકા પહેલેથી જ ક્ષીણ થઈ ગયેલી છે એટલે ક્ષીણ થઈ ગયેલી પૃથ્વીને તુ સુખેથી ભોગવ."

ધરામા રહેલા દુર્યોધનના આવા મર્મવચનો સાભળીને યુધિષ્ઠિરે કહ્યુ "બાપ દુર્યોધન! પાણીમા રહ્યો રહ્યો હવે આવુ ન બોલ હુ તારી આપેલી પૃથ્વીનુ દાન લેવાનો નથી, પણ યુદ્ધમા તને જીતીને પૃથ્વીનો ઉપભોગ કરવાનો છુ પણ હુ તને એટલુ સભળાવી દઉં છુ કે ગમે તેટલુ કરીશ તો પણ હવ તુ જીવતો છૂટવાનો નથી તે અગને દુઃ દેવામા બાકી રાખી નથી; હવે ઉઠ, બહાર આવીને યુદ્ધ કર"

સ્વભાવથી જ ક્રોધી દુર્યોધન યુધિષ્ઠિરના આવા વચનો સાંભળી શક્યો નહિ એટલે ધરામાં રહ્યો ગ્હો નિશ્વાસ નાખવા લાગ્યો અને મનમા નિશ્ચય કરતો બોલ્યો. "તમે સૌ રથો અને વાહનો પર બેસીને અહીં આવ્યા છો ત્યારે હું એકલો છું, થાકી ગયેલો છું, રથ વિનાનો છું અને મારા ઘોડાઓ પણ માર્યા ગયા છે તમે બધા સશસ્ત્ર છો ત્યારે મારી પાસે એક પણ શસ્ત્ર નથી માટે હે યુધિષ્ઠિર! મારી સાથે ધર્મયુદ્ધ કરવુ હોય તો તમે બધા એક એક થઇને મારી સામે યુદ્ધ કરવા આવો મને તમારામાંથી કોઇનો ભય નથી હું કોપાયમાન થઇને યુદ્ધમાં ઉભો રહીશ ત્યારે હું એકલો જ તમને સૌને પૂરો પડીશ એમા મને શકા નથી યુધિષ્ઠિર! તમે સૌ સ્થિર થઇને ઉભા રહો એટલે તમને મારીને હું ભીષ્મ, દ્રોણ, કર્ણ વગેરેના ઋણમાંથી મુક્ત થાઉં"

દુર્યોધન આટલુ બોલીને અટક્યો એટલે યુધિષ્ઠિર બોલ્યા "વાહ, વાહ! આજે તું ધર્મયુદ્ધને બરાબર સમજે છે એ સાચી વાત છે આજે હું તને કહું છું કે તને જે પ્રિય હોય તે આયુધ લઇને તું એકલો અમારામાના કોઈ એકની સાથે જ યુદ્ધ કર, અને અમે બધા પ્રેક્ષકો તરીકે જ એક બાજુ ઉભા રહેશું હે વીર! તને બીજુ પણ કહું છું અમારામાથી કોઈ

એકનો પણ જો તું વધ કરીશ તો તને હસ્તિનાપુરનું રાજ્ય મળશે."

આ સાભળીને પ્રસન્ન થયેલો દુર્યોધન બોલી ઉઠ્યો. "તમે મને કોઈ એક જ શૂરવીરને યુદ્ધ માટે આપો. આયુધોમા તો હું ગદાને જ સ્વીકારૂં છું. તમારામાંથી કોઇ એક મારી સાથે પગપાળો ગદાયુદ્ધ કરે."

દુર્યોધને આ પ્રમાણે કહ્યું એટલે યુધિષ્ઠિર બોલ્યા: "હે સુયોધન! તુ એક વાર પાણીમાથી તો બહાર નીકળ અને પુરુષ થઇ જા! હું જ તારી સાથે ગદાયુદ્ધ કરે."

દુર્યોધન યુધિષ્ઠિરના આવાં વચનો સાભળીને ફૂંફાડા મારવા લાગ્યો. તેણે પાણીને એકદમ ખળભળાવી મૂકયું અને પાણી બહાર આવ્યો, તથા ડોળા કાઢીને પાંડવોને શ્રીકૃષ્ણને કહેવા લાગ્યો. "પાડવો! યાદ રાખજો. હમણા જ તમે અને સર્વ પાંચાલો મારે હાથે મરણ પામી યમલોકમા જવાના છો."

આમ કહેતો દુર્યોધન હાથમાં ગદા લઇને પૃથ્વી પર ઉભો રહ્યો. પાંડવોએ સોનાથી મઢેલું કવચ અને સોનાથી મઢેલો એક ટોપ દુર્યોધનને પહેરવા માટે આપ્યા તે તેણે પહેર્યાં અને બોલ્યો. "તમારા બધા ભાઇઓમાથી ગમે તે એક મારી સાથે યુદ્ધમા ઉતરો. જેની ઇચ્છા હોય તે ગદાને લઈ લ્યો."

આ પ્રમાણે વાતચીત ચાલતી હતી તે દરમ્યાન

શ્રીકૃષ્ણ યુધિષ્ઠિરને ઠપકો આપતા હોય તેમ કહેવા લાગ્યા. "હે રાજા! આ દુર્યોધન ગદાયુદ્ધમા તમને, અર્જુનને, નકુળને કે સહદેવને પસદ કરશે તો તમારી શી દશા થશે તે તમને ખબર છે? વળી 'અમારામાથી કોઈ એકનો તુ નાશ કરીશ તો તને હસ્તિનાપુરની ગાદી મળશે.' એવુ બોલીને તમે કેવુ મોટુ સાહસ કરી બેઠા છો? ગદાયુદ્ધમા તમે કોઈ દુર્યોધનની સામે ટક્કર ઝીલી શકો તેમ નથી આ યુદ્ધમા દુર્યોધન સામે ટક્કર લઈ શકે તેવો એક ભીમસેન છે, પણ ભીમસેન પણ દુર્યોધન જેટલો કુશળ નથી" આ પ્રમાણે કહેતા શ્રીકૃષ્ણ ખેદ કરવા લાગ્યા એટલે ભીમસેન બોલી ઉઠ્યો. "શ્રીકૃષ્ણ! તમારે ખેદ કરવાની જરૂર નથી હુ આજે દુર્યોધનને મારીને કૃતાર્થ થઈશ; માટે ચિંતા ન કરો"

આમ કહી ભીમસેન ગદા ઉંચી કરીને ઉભો થયો અને તેણે દુર્યોધનને હાકલ કરી ઘડીભર તો ભીમસેન દુર્યોધન એકબીજાના પૂર્વનાં સ્મરણો કરીને ક્રોધવચનો કહેવા લાગ્યા અને પછી તરત જ યુદ્ધમા લોટ્યા પાડવો એક બાજુ પ્રેક્ષકો તરીકે જ બેઠા હતા બરાબર આ જ વખતે બળરામ પોતાના વહાલા શિષ્યોનુ ગદાયુદ્ધ જોવાને માટે યાત્રા કરતા કરતા ત્યા આવી ચડ્યા એટલે શ્રીકૃષ્ણે તેમનો સત્કાર કર્યો પછી રૂવાડા ખડા કરી નાખે એવુ યુદ્ધ શરૂ થયુ

જંગલમા બે મદોન્મત્ત હાથીઓ એક બીજાની સાથે લડે, અથવા તો ચોમાસાનુ લીલુ ઘાસ ચરીને ફાટી ગયેલા બે આખલાઓ એકબીજાની સાથે લડે તેમ ભીમસેન અને દુર્યોધન એકબીજા સાથે લડવા લાગ્યા. કોઇ કોઇથી ગાજ્યો જાય તેમ ન હતો; બન્ને એક બીજાને મારતા, નીચે પાડતા, મૂર્છિત કરતા, ઘાયલ કરતા, બેભાન કરતા લડ્યા જ કરતા હતા; એટલે કોણ જીતશે અને કોણ હારશે તે કહેવુ ભારે મુશ્કેલ હતુ ભીમ દુર્યોધનનુ આવુ અનિશ્ચિત યુદ્ધ જોઇને અર્જુન પોતે ગભરાયો અને જલદી પરિણામ આવે એવી ઇચ્છા કરવા લાગ્યો ઘડીભર તો એને એમ પણ લાગ્યુ કે કદાચ દુર્યોધન ભીમસેનને પટકી નાખશે એટલામા અર્જુને ભીમસેનને સંજ્ઞા કરવા માટે પોતાની ડાબી સાથળ ઠોકી એટલે ભીમે તરત જ દુર્યોધનની ડાબી સાથળ પર ઘા કર્યો. આ ઘાથી દુર્યોધન ભાંગી ગયો અને ધરતી પર ઢળ્યો.

## ૫

દુર્યોધન પડ્યો એટલે પાંડવો ખૂબ આનંદમા આવી ગયા; અને ભીમ તો છેક તેની પાસે જઇને તેને અનેક મેણા મારવા લાગ્યો, તેના મસ્તકને ડાબા પગના એક લાત મારી, તેના જ મસ્તક પર પોતાનો પગ મૂક્યો.

ભીમસેનના આ કૃત્યને જોઇને યુધિષ્ઠિર બોલ્યા. "ભીમસેન ! તુ એના મસ્તકને લાત ન માર દુર્યોધન ગમે તેમ પણ એક રાજા છે, અને આપણો સગો છે "

આ પ્રમાણે યુધિષ્ઠિર ભીમસેનને ઠપકો આપતા હતા ત્યા બીજી બાજુ પ્રેક્ષક વર્ગમાથી બળદેવ ખળભળી ઉઠ્યા અને બોલ્યા. "ઓ ભીમ ! તને ધિક્કાર છે, ધિક્કાર છે ! તે દુર્યોધનને નાભિની નીચેના ભાગમા પ્રહાર કર્યો છે, તે ગદાયુદ્ધના નિયમોથી વિરુદ્ધ છે ભીમસેનનુ આ કાર્ય ખરી રીતે ગદાના યુદ્ધશાસ્ત્રનુ અપમાન છે અને મારાથી તે સહન થઈ ન શકે " એમ બોલતા બળરામ પોતાનું હળ ઉગામીને ભીમસેનની સામા દોડ્યા પણ શ્રીકૃષ્ણે તેમને અટકાવ્યા અને સમજાવીને વાત પાડ્યા પણ તેથી બળરામના મનનુ સમાધાન તો ન જ થયુ તે તરત જ ત્યાથી ચાલી નીકળ્યા, અને દ્વારકા તરફ રવાના થયા.

આ તરફ પાડવોએ હર્ષમા આવી જઇને શખનાદો કર્યા અને દુર્યોધનને તેના આજ સુધીના કૃત્યોનું સ્મરણ આપતા વાક્યો બોલવા લાગ્યા. પણ શ્રીકૃષ્ણે તમને ઠડા પાડતા જણાવ્યુ "આ દુર્યોધન શબ સુએલા જેવો જ છે, માટે આવી ઉગ્ર વાણીઓ સભળાવીને તેને વિશેષ મારવો એ આપણને છાજતુ નથી આજ તે ભાંગી પડેલા લાકડા જેવો જ થઈ ગયો છે આપણે સૌ

હવે રથના બેસી જઇએ અને સત્વર આપણી છાવણી તરફ ઉપડી જઇએ ”

૬

ત્યાર પછી પાંડવા કુરુસૈન્યની છાવણી તરફ ગયા અને ધૃષ્ટદ્યુમ્ન, શિખંડી, દ્રૌપદીના પુત્રો વગેરે પોતપોતાની છાવણી તરફ ચાલ્યા. પાંડવા દુર્યોધનની છાવણી તરફ પહોંચ્યા અને રથમાથી ઉતરતા હતા એટલામા શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું " અર્જુન ! તું તારા ગાંડીવને અને અક્ષય ભાથાઓને ઉતારી નાખ, અને તું પણ પ્રથમ રથ પરથી ઉતરી જા તારા ઉતર્યા પછી હુ રથ પરથી ઉતરીશ."

શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહ્યું એટલે અર્જુન રથ પરથી પહેલા ઉતર્યો અને પછી શ્રીકૃષ્ણ ઉતર્યા. તરત જ અર્જુનનો મહારથ ભડભડાટ બળવા લાગ્યો, એટલે શ્રીકૃષ્ણ બોલ્યા " અર્જુન ! આજે તારૂ જીવનકાર્ય પૂરૂ થયું તેથી તારો આ દિવ્ય રથ ભસ્મ થઈ ગયો છે મહારાજ યુધિષ્ઠિર ! તમારા વિજય થયો તે બહુ સારૂ થયું હે યુધિષ્ઠિર ! હવે તમારે જે કાર્યો કરવાનાં બાકી હોય તે કરી નાખો." શ્રીકૃષ્ણના આવા વચનો સાભળીને યુધિષ્ઠિર ગદ્ગદિત થઈ ગયા અને બોલ્યા " મહારાજ શ્રીકૃષ્ણ ! તમારી કૃપાથી જ અમે આ સંકટોને પાર ઉતર્યા છીએ એમા શક નથી." આમ બોલતા યુધિષ્ઠિર શ્રીકૃષ્ણને નમી પડ્યા અને પછી સૌ કૌરવ છાવણીમા દાખલ થયા

૭

આ તરફ દુર્યોધનને ભીમસેને અધર્મથી મારી નાખ્યો છે એવા ઉડતા સમાચાર સાભળીને અશ્વત્થામા, કૃપાચાર્ય અને કૃતવર્મા દુર્યોધન પડ્યો હતો ત્યા આવી પહોચ્યા. દુર્યોધન લોહીલોહાણુ થઇને પૃથ્વી પર તરફડિયા મારતો હતો, તેની આસપાસ માસ ખાનારા પક્ષીઓ ટોળે મળ્યા હતા, તેના નેત્રો ફાટેલા જેવા થઈ ગયા હતા દુર્યોધનની આવી દશા જોઇને આ ત્રણેય મહારથીઓ લગભગ બેભાન થઈ ગયા અને રથપરથી હેઠા ઉતરીને તેની સામે જોતા પૃથ્વી પર બેઠા એવામા આસુથી ઉભરાઈ જતા નેત્રોવાળો અશ્વત્થામા બોલ્યો "મહારાજ દુર્યોધન! પૂર્વે તમે સર્વના રાજા હતા ને આખી પૃથ્વીને આજ્ઞા આપી રહ્યા હતા તે જ તમે આ નિર્જન વનમા આજે એકલા પડ્યા છો! આ બધુ શુ થયુ? જુઓ તો ખરા, કાળનો કેટલો બધો ફેરફાર!"

આ પ્રમાણે બોલતા અશ્વત્થામાને જોઇને દુર્યોધને પોતાના બને નેત્રોને હાથવતી લુછ્યા અને બોલ્યો. "વિધાતાએ લોકોને માટે આવો જ ક્રમ નિર્માણ કર્યો છે પણ આનદની વાત તો એ છે કે આપાત્ત પ્રસગે પણ હુ યુદ્ધમાથી પાછો હઠ્યો નથી તમે મારા મરણનો શોક ન કરો; ઉલટુ તમારે તો આ વખતે

આનંદિત થવુ ઘટે છે કે હુ ક્ષત્રિયોના ઉત્તમ મરણને પામ્યો છુ " આટલુ કહીને દુર્યોધન બોલતો બંધ થયો, તેની આંખો આંસુઓથી ભરાઈ ગઈ, અને કંઠ રૂંધાઈ ગયો. દુર્યોધનના આવા વચનો સાંભળીને પ્રાત કાળના અગ્નિ જેવા અશ્વત્થામા ખળભળી ઉઠ્યો અને બોલ્યો. "રાજન્! પાંડવોએ અધર્મ કરીને મારા પિતાને મારી નાખ્યા તે વખતે મને આટલો બધો સતાપ થયો ન હતો. રાજા! હુ સત્ય કહુ છુ, હુ સોગનપૂર્વક કહુ છુ કે આજે વાસુદેવના દેખતા હુ બધા પાંચાલોને યમરાજાને ઘેર મોકલીશ. માટે હે રાજા! મને આ કામ માટે તમે રજા આપો "

મનને આનંદ આપે એવા અશ્વત્થામાના આ વચનો સાંભળીને દુર્યોધન બોલ્યો "હે કૃપાચાર્ય! જળથી ભરેલો એક કળશ મારી પાસે સત્વર લાવો."

રાજાની આજ્ઞા થતાવેંત કૃપાચાર્ય એક કળશમા જળ ભરીને લાવ્યા એટલે દુર્યોધને કહ્યુ "હે શ્રેષ્ઠ બ્રાહ્મણ! હુ તમને આજ્ઞા આપુ છુ કે તમે અશ્વત્થામાને સેનાપતિપદે અભિષેક કરો." રાજાનુ આ વચન સાંભળીને કૃપાચાર્યે અશ્વત્થામાનો સેનાપતિપદે અભિષેક કર્યો એટલે અશ્વત્થામા દુર્યોધનને ભેટીને ત્યાથી નીકળી પડ્યો.



## સૌપ્તિકપર્વ

### ૧

આ રીતે મહારાજ પાસેથી નીકળ્યા પછી અશ્વત્થામા, કૃપાચાર્ય અને કૃતવર્મા દક્ષિણ દિશા તરફ ચાલ્યા અને સૂર્યાસ્ત વખતે છાવણી સમીપ આવી પહોંચ્યા ત્યાર પછી આ લોકોએ પાડવોની સેનાએ જ્યા પડાવ નાખ્યો હતો તેની સમીપના પ્રદેશમા જ મુકામ કર્યો અને પાડવોના સબધમા જ વિચાર ચલાવવા લાગ્યા. એવામા પાડવોની ગર્જનાઓ સાભળીને તેઓ પૂર્વ તરફ

નાઠા. ત્યા તેમણે એક ઘોર વન જોયુ સૂર્યાસ્તનો સમય થઈ ગયો હતો તેથી ઘડીભર ત્યા વિશ્રાંતિ લઇ ઘોડાઓને પાણી પાવા તેમણે તે ઘોર વનમા પ્રવેશ કર્યો. આ વનમા ચાલતા ચાલતા તેમણે એક વડનુ ઝાડ જોયુ એટલે તેઓ બધા ઝાડ પાસે જઇને રથ પરથી ઉતરી પડ્યા અને ઘોડાઓને છૂટા મૂકી દઇ પાસેના જળાશયમા સ્નાન કરી આવ્યા.

રાત શરૂ થઈ ચૂકી હતી એટલે આ ત્રણેય જણા વડના થડ પાસે બેસીને મહાયુદ્ધની વાતો કરતા કરતા નિદ્રાવશ થવા લાગ્યા કૃપાચાર્ય ને કૃતવર્માને શોક અને શ્રમનો વધારે થાક લાગ્યો હતો એટલે તેઓ તો તરત જ નિદ્રાવશ થઈ ગયા, પણ અશ્વત્થામાને ઊંઘ આવી નહિ એ તો ક્રોધ અને વેરના ફૂંફાડા મારતો એ ઘોર જગલને જોવા લાગ્યા. એવામા એક વડલા પર એકઠા થઇને રહેતા કાગડાઓને ઘુવડ ઊંઘમા મારી નાખતુ હતુ તેના પર તેની નજર ગઈ ઘુવડને આ પ્રમાણે રાતે સૂતેલા કાગડાઓ પર વેર વાળતુ જોઇને અશ્વત્થામાએ વિચાર કરી લીધો "આ ઘુવડે મને ઠીક ઉપદેશ આપ્યો હુ પણ આ જ રીતે સૂતેલા પાંચાલોનો વધ કરીને મારી પ્રતિજ્ઞાને સિદ્ધ કરૂ પાંડવોનો નાશ કરવાનો બીજો કોઈ ઉપાય છે જ નહિ "

આ પ્રમાણે પોતાનો નિશ્ચય કરી લઇને અશ્વ

ત્થામાએ કૃપાચાર્યને તથા કૃતવર્માને જગાડ્યા આ બન્ને ભાઈઓ અશ્વત્થામાનો વિચાર જાણીને શરમાઈ ગયા, અને તેને કશોય ઉત્તર આપી શક્યા નહિ, એટલે અશ્વત્થામા આંસુ પાડતો બોલ્યો "રાજા દુર્યોધનને શત્રુઓએ કપટથી માર્યો છે વળી ભીમસેને મૂર્ધાભિષિક્ત રાજાના માથાને પગથી કચર્યું છે પાંડવોએ આપણા કૌરવોનો મહાસંહાર કરી નાખ્યો છે માત્ર આપણે ત્રણ જ એ ઘોર સંહારમાથી બચી ગયા છીએ માટે હવે આપણે એકાદ મહાકાર્ય કરવું જોઈએ."

અશ્વત્થામાના આવા વચનો સાભળીને કૃપાચાર્ય બોલ્યા "હે અશ્વત્થામા! તારૂં કહેવું મે સાભળ્યું છે હવે તું મારૂં કહેવું થોડુંએક સાભળ આપણો રાજા દુર્યોધન અર્થલુબ્ધ હતો, અદીર્ઘદર્શી હતો, મૂઢ હતો અને અસમર્થ પણ હતો. છતા વિચાર કર્યા વિના તેણે આવા મહાયુદ્ધનો આરંભ કર્યો. આજે આપણા પર આવી પડેલા સંકટથી મારી બુદ્ધિ એટલી બધી બહેર મારી ગઈ છે કે હું મારા પોતાના કલ્યાણના સંબંધમા લેશ માત્ર પણ વિચાર કરી શકતો નથી માટે આપણે ત્રણે જણા ધૃતરાષ્ટ્ર, ગાંધારી અને વિદુરની સલાહ લઈને તે પ્રમાણે કાર્ય કરીએ, એવો મારો ચોક્કસ અભિપ્રાય છે"

કૃપાચાર્યના આવા વચનો સાભળીને અશ્વત્થામા

વધારે ક્રુભાયો અને બોલ્યો. "આજે મે તો મારો પોતાનો નિશ્ચય કરી લીધો છે અઢાર દિવસના યુદ્ધને અંતે આજે પાંચાલો રાત્રિએ સ્વસ્થ થઈને સૂશે ત્યારે હુ તેમની છાવણી પર હુમલો કરીશ અને તેમને મારી નાખીશ, એટલે હુ કૃતકૃત્ય થઈશ "

અશ્વત્થામાના આવાં વચનો સાભળીને કૃપાચાર્ય બોલ્યા "હે અશ્વત્થામા! શત્રુઓનુ વેર લેવાની તને જે બુદ્ધિ સૂઝી છે તે સારી છે પણ અત્યારે રાત્રિનો સમય હોવાથી તુ આરામ લે; તારા ધનુષ્ય અને કવચને અત્યારે ઉતારી નાખ. આવતી કાલે સવારમાં અમે બન્ને જણા તારી પાછળ યુદ્ધ કરવા આવશુ તારો થાક જરા ઉતરશે અને તને નિદ્રા મળશે એટલે સ્વસ્થ થઈને તુ શત્રુઓનો અવશ્ય વધ કરી શકીશ અશ્વત્થામા! આજની રાત તો જરૂર તારે આરામ લેવો જોઈએ."

પોતાના મામાના આવા વચનો સાભળીને લાલ ચોળ આંખોવાળો અશ્વત્થામા બોલ્યો. "મામા! આજે નિદ્રા આવે ક્યાથી? મારે રોમરોમ વ્યાપી રહેલો ક્રોધ મારી નિદ્રાનો સત્વર નાશ કરી નાખે છે મારૂં મન આજે વ્યગ્ર થયુ છે પાંચાલો યુદ્ધ વખતે તો શ્રીકૃષ્ણ અને અર્જુનના રક્ષણ તળે હોય છે, એટલે ઇંદ્ર પણ તેમને મારી શકે તેમ નથી મહારાજની કથનીએ મારા હૃદયને બાળીને ખાખ કરી નાખ્યુ છે એટલે

હવ તો હું પાંચાલોનો સંહાર કરીશ ત્યારે જ મને જપ વળશે "

આ પ્રમાણે કહીને પ્રતાપી અશ્વત્થામાએ તરત જ રથમાં ઘોડા જોડી દીધા, એટલે વળી પાછા કૃપાચાર્ય બોલ્યા. " અશ્વત્થામા! તે રથ શા માટે જોડ્યો? તે આ વખતે શું કરવા ધાર્યું છે?"

મામાના આવા વચનો સાભળીને ક્રોધાયમાન થયેલો અશ્વત્થામા બોલ્યો. " મામા! પાપી ધૃષ્ટદ્યુમ્નને હું આજે પશુની માફક છૂંદી નાખીશ. મામા! કૃતવર્મા! તમે બન્ને જણા કવચોને પહેરી લ્યો, તરવાર ધનુષ્ય હાથમા લઈ લ્યો, અને છાવણીના દરવાજામા ઉભા રહી મારી વાટ જુઓ "

આ પ્રમાણે કહીને અશ્વત્થામા રથમા બેસી ગયો અને કૃપાચાર્ય તથા કૃતવર્મા તેની પાછળ પાછળ ગયા

૨

અશ્વત્થામા રથમા બેસીને પાડવોની છાવણીના દરવાજે પહોચ્યો અને ત્યા જઈને મહા મહેનતે અદર પ્રવેશ કર્યો. પ્રવેશ કરતા કરતાં તેણે કૃપાચાર્યને અને કૃતવર્માને કહ્યુ " હવે હું આ છાવણીમા કાળની પેઠ ધૂમવાનો છુ તમે બન્ને જણા અહીં દરવાજે ઉભા રહો અને કોઈ પણ મનુષ્ય જીવતો બહાર છટકી ન જાય તેવી કાળજી રાખો "

કૃપાચાર્યે અશ્વત્થામાને હજીયે સમજાવ્યો અને આવુ ઘોર કર્મ કરવાની ઘણી ના પાડી પણ તે એકનો બે ન થયો

અશ્વત્થામા છાવણીને દરવાજે આવીને અદર પેસવા લાગ્યો પણ આજે છાવણી પર સખ્ત ચોકી પહેરો હતો એટલે અદર પ્રવેશ કરતા અશ્વત્થામાને ભારે મુશ્કેલી પડી પણ આખરે તે અદર પેઠો અને સીધો જ ધૃષ્ટદ્યુમ્ન જ્યા સૂતો હતો ત્યા ગયો અઢાર દિવસના યુદ્ધને અતે આજે નિરાતે સૂતેલા ધૃષ્ટદ્યુમ્નને અશ્વત્થામાએ પગની લાત મારીને જગાડ્યો, અને ધૃષ્ટદ્યુમ્ન પથારીમાથી ઉભો થવા જાય છે ત્યા તો તેના વાળ પકડીને તેને પૃથ્વી પર પટક્યો ત્યાર પછી તરત જ અશ્વત્થામા તેની છાતી પર ચડી બેઠો અને તેનો કઠ દબાવવા લાગ્યો આ વખતે ધૃષ્ટદ્યુમ્ન ગૂગળાઇ જવાથી મોટી બૂમો પાડવા લાગ્યો, પોતાના નખો વડે અશ્વત્થામાને પ્રહાર કરવા લાગ્યો અને સાવ સપડાઈ ગયો ત્યારે બોલ્યો. “આચાર્યપુત્ર! મને જલદી મારી નાખો, વિલબ ન કરો. તમારા શસ્ત્રથી મૃત્યુ પામીને હુ પવિત્ર લોકમા જઈશ ”

પણ અશ્વત્થામાએ “તને શસ્ત્રથી મારવો યોગ્ય જ નથી ” એમ કહ્યું અને પોતાના પગની પાનીઓથી જ તેના મર્મસ્થાનોમાં પ્રહાર કરવા લાગ્યો.

ધૃષ્ટદ્યુમ્નની મરણની ચીસો સાંભળીને આસપાસ સૌ જાગી ઉઠ્યા એટલે અશ્વત્થામા પોતે તબુની બહાર આવ્યો હવે અશ્વત્થામા રથમા બેસીને ચારે તરફ ઘમવા લાગ્યો, મોટા મોટા યોદ્ધાઓને પટકવા લાગ્યો, ઉત્તમૌજા, યુધામન્યુ વગેરેને યમપુરમા મોકલ્યા અને નાના મોટા અનેક સૈનિકોને મત્યુ સમીપમા મૂકી દીધા.

મામા ધૃષ્ટદ્યુમ્નને મરેલો સાભળીને દ્રૌપદીના પાચે પુત્રો અશ્વત્થામાની સામે ધસ્યા પણ અશ્વત્થામાએ તે પાંચેને વીખી નાખ્યા દ્રૌપદીના પુત્રોને આ પ્રમાણે મારી નાખ્યા પછી અશ્વત્થામા શિખડી સામે ધસ્યો અને તરવારના એક જ ઘાથી તેનુ માથુ ઉડાવી દીધુ; અને દ્રુપદ રાજાના પુત્રો, પૌત્રો, સુહૃદો વગેરે જે જે કોઇ જીવતા રહી ગયા હતા તે સર્વને મારી નાખ્યા

આ પ્રમાણે તે ઘોર રાત્રિમા પાંચાલોનો અને શિખડીનો સહાર કરી અશ્વત્થામા ચુપચાપ છાવણીની બહાર આવ્યો અને કૃપાચાર્ય તથા કૃતવર્માને મળીને તેમને ભેટ્યો ભેટતા ભેટતા અશ્વત્થામા બોલ્યો "મે આજે સર્વ પાચાલોનો, દ્રૌપદીના પુત્રોનો, શિખડીનો તથા મરતા બચેલા મત્સ્યયોદ્ધાઓનો સહાર કરી નાખ્યો છે; માટે આપણે આ શુભ સમાચાર આપણા રાજા જીવતા હોય તો તેમને જણાવીએ."

કૃતવર્મા ને કૃપાચાર્યે પણ દરવાજા પાને ઉભા

રહીને છાવણીમાંથી બહાર નાસતા હજારો યોદ્ધાઓને કાપી નાખ્યા હતા, એટલે એ રીતે તેઓ પણ પોતાને કૃતાર્થ માનતા અશ્વત્થામાની સાથે દુર્યોધન જ્યાં પડ્યો હતો ત્યા જવા નીકળ્યા.

૩

રાજા દુર્યોધનના દેહમા જરા જરા પ્રાણ ટકી રહ્યા હતા તે બેભાન સ્થિતિમાં હતો અને લોહી ઓકતો હતો; તેની આસપાસ હિંસક પશુઓ ફરતા હતાં. હસ્તિનાપુરના ધણીને આવી દીન દશામા પડેલો જોઈને આ ત્રણેય મહારથીઓ કલ્પાત કરવા લાગ્યા અને કરુણ વચનોથી રુદન કરવા લાગ્યા.

બેભાન જેવી દશામા પડેલા દુર્યોધનને છેવટે અશ્વત્થામાએ કહ્યુ "મહારાજ દુર્યોધન! તમે હજી જીવતા છો તો તમારા કાનને સુખ આપે એવુ મારુ એક સાભળો. પાચ પાડવો, શ્રીકૃષ્ણ અને સાત્યકિ આ સાત જ જણા પાડવપક્ષમા બચવા પામ્યા છે આપણા પક્ષમા કૃપાચાર્ય, કૃતવર્મા ને હુ એમ ત્રણ જણા જીવતા રહ્યા છીએ આજે દ્રૌપદીપુત્રોને, દ્રુપદના પુત્રોને, સર્વ પાચાલોને, અને સર્વ મત્સ્યોને મે અધારી રાતમાં કતલ કર્યા છે ધૃષ્ટદ્યુમ્નને મારીને મે આજે મારૂ પિતૃઋણ અદા કર્યું છે"

મનને પ્રસન્ન કરનારા અશ્વત્થામાના આવા વચનો સાભળીને દુર્યોધન પાછો સહેજ ભાનમા આવ્યો અને થોડાએક આખરી વચનો બોલ્યો "આજે તમે, કૃપાચાર્યે ને કૃતવર્માએ મારૂ જે કાર્ય કર્યું છે તે ભીષ્મે, કર્ણે કે તમારા પિતાએ કર્યું ન હતુ ક્ષુદ્ર ધૃષ્ટદ્યુમ્નને તથા શિખંડીને આજે તમે માર્યા એથી મારી જાતને હુ ઇંદ્ર સમાન માનુ છુ તમારૂ કલ્યાણ થાઓ. હવે આપણે સ્વર્ગમા પાછા મળશુ "

આ બોલતા બોલતા દુર્યોધનના પ્રાણ ચાલ્યા ગયા, અને આ ત્રણેય મહારથીઓ દુર્યોધનને છેવટનુ આલિંગન આપીને પોતાના રથમા બેસી ત્યાથી વિદાય થયા

૪

આ તરફ રાત પૂરી થઇ એટલે ધૃષ્ટદ્યુમ્નનો સારથિ ધર્મરાજા વગેરે જ્યા સૂતા હતા ત્યા ગયો અને તેમને બધી હકીકત નિવેદન કરી આ મહાસંહારની હકીકત સાભળીને યુધિષ્ઠિર પૃથ્વી પર પડી ગયા અને કરુણ વિલાપ કરવા લાગ્યા તેમનુ મન વિ્વલ થઇ ગયુ, તેમની આખોમા આસુઓ ઉભરાયા, અને તેમનુ શરીર ધ્રૂજવા લાગ્યુ આ સ્થિતિમાથી સહેજ શાંત થઇને તે બોલ્યા. "નકુળ! તુ અહીંથી જા અને બિચારી દ્રૌપદીને અહી તેડી લાવ"

દ્રૌપદીને આ સમાચાર મળતા જ તે કાવરી બાવરી બની ગઇ અને નકુળના રથમા બેસીને ત્યા આવી. દ્રૌપદી તો ક્રોધ અને શોકથી ધ્રૂજતી હતી તે રડતી રડતી બોલી "મહારાજ! તમારા પુત્રોને યમને સોંપીને તમે સમગ્ર પૃથ્વી સપાદન કરી તે બહુ ઠીક કર્યું હવે તમે પૃથ્વીનુ રાજ્ય ભોગવજો. તમે આ યુદ્ધમા કુશળ રહ્યા તે ઠીક થયુ, કેમ? પૃથાના પુત્ર! શુ બોલી નાખુ એમ થઇ જાય છે આજે શોક મને બાળી રહ્યો છે આ પાપી અશ્વત્થામાને આજે તમે મારી નહિ નાખો તો હુ આ યુદ્ધક્ષેત્રમા જ અનશનવ્રત લઇને બેસીશ અને અહી જ મરીશ"

આ પ્રમાણે બોલીને દ્રૌપદી ત્યા જ બેસી ગઈ એટલે યુધિષ્ઠિર કહેવા લાગ્યા. "દ્રૌપદી! આપણા પુત્રો તો ક્ષત્રિયોનુ મૃત્યુ પામ્યા છે અશ્વત્થામા તો અહીંથી ઘણે જ દૂર મહા ઘોર વનમા ચાલ્યો ગયો છે"

યુધિષ્ઠિરે આ પ્રમાણે કહ્યું એટલે દ્રૌપદી બોલી "મારા સાભળવામા આવ્યુ છે કે અશ્વત્થામાના માથા પર તેના જન્મથી જ એક દિવ્ય મણિ રહે છે તમે યુદ્ધમાં એ પાપીને મારીને તેનો મણિ અહીં મારી પાસે લાવો. ભીમસેન! આજ સુધીમા તમે જ મારૂ રક્ષણ કર્યું છે તેમ આ વખતે પણ તમે જ અશ્વત્થામાને મારી નાખો"

દ્રૌપદી આ પ્રમાણે બોલી એટલે બળવાન ભીમસેન અશ્વત્થામાનો વધ કરવા માટે રથમા ચઢી ગયો અને ઘોડાઓને એકદમ દોડાવી મૂકયા દરમ્યાન શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને જણાવ્યુ "આ ભીમસેન અશ્વત્થામાને મારવા માટે એકલો જ દોડ્યો જાય છે તે ઠીક નથી દ્રોણાચાર્યે અશ્વત્થામાને બ્રહ્માસ્ત્રનો ઉપદેશ કર્યો છે અને મનુષ્ય પર તેનો ઉપયોગ ન કરવો એવી સખ્ત ભલામણ કરી છે, છતા અશ્વત્થામા દુષ્ટ અને ચપળ મનોવૃત્તિવાળો છે એટલે આપણે ભીમસેનનુ રક્ષણ કરવાની જરૂર છે" આ પ્રમાણે બોલીને શ્રીકૃષ્ણ રથ પર ચડ્યા અને તમની સાથે જ યુધિષ્ઠિર ને અર્જુન ચડ્યા ભીમસેન ક્રોધનો માર્યો એકલો રથને દોડાવ્યે જતા હતો તેને આ લોકો પહોચી ગયા.

એટલામા આ લોકોએ ગગાના તીર પર બેઠેલા વેદવ્યાસને જોયા અને તેમની પાસે જ શરીરે ધૂળથી ખરડાયેલા પાપી અશ્વત્થામાને પણ જોયો અશ્વત્થામાએ શરીરે ઘી ચોપડયુ હતુ અને દર્ભના વસ્ત્રો પહેરી લીધા હતા

અશ્વત્થામાને દૂરથી જોઇને ભીમસેને ત્રાડ મારી "ઉભો રહેજે, પાપી ! ઉભો રહેજે" પાડવોને આ પ્રમાણે આવતા જોઇને અશ્વત્થામા ગભરાટમાં પડ્યો અને બ્રહ્માસ્ત્રનો પ્રયોગ કરવાનુ ધાર્યું એણે દર્ભની એક સળી

લઈને બ્રહ્માસ્ત્રનું ચિંતન કર્યું અને 'આ અસ્ત્ર પાંડવોનો વિનાશ કરનારૂં થાઓ ' એવો સંકલ્પ કરીને તે છોડ

બ્રહ્માસ્ત્ર છૂટયું એટલે તેમાંથી ચારે તરફ અગ્નિ પ્રકટ થવા લાગ્યો, અને પૃથ્વી, પર્વતો, વનો વગેરેને કંપાવવા લાગ્યો. અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રની સામે અર્જુને પણ 'આ અસ્ત્રનો હું પ્રયોગ કરૂં છું; તેથી પ્રથમ આચાર્યપુત્રનું, પછી મારૂં પોતાનું, અને પછી મારા સર્વ ભાઈઓનું કલ્યાણ થાઓ ' એવો મંગળ સંકલ્પ કરીને બ્રહ્માસ્ત્રને છોડયું આ બંને બ્રહ્માસ્ત્રો સામસામા જગતને કંપાવવા લાગ્યા એટલામાં જગતના કલ્યાણને અર્થે ભગવાન નારદ અને વ્યાસ આગળ આવ્યા અને બોલ્યા. "આજ સુધીમાં પૃથ્વી પર ઘણા મહારથીઓ થઈ ગયા, પણ મનુષ્યો પર કોઈએ આ અસ્ત્રનો પ્રયોગ કર્યો નથી હે વીરો! તમે બહુ સાહસ કર્યું!"

આ બે મુનિઓને જોઈને અર્જુને પોતાનું અસ્ત્ર તરત જ પાછું ખેંચી લેવાનો વિચાર કર્યો. મુનિઓને નમસ્કાર કરતો અર્જુન બોલ્યો. "મેં મારૂં અસ્ત્ર લોક કલ્યાણનો સંકલ્પ કરીને છોડયું છે હું તો મારા અસ્ત્રને પાછું ખેંચી લઉં છું, પણ આ પાપી અશ્વત્થામા અમને બાળી નાખશે." એમ કહી અર્જુને પોતાના બ્રહ્માસ્ત્રને તો તરત જ પાછું ખેંચી લીધું અશ્વત્થામાએ પણ આ બે મુનિઓને જોઈને પોતાનું અસ્ત્ર પાછું ખેંચી લેવાનો

પ્રયત્ન કર્યો પણ તેનો પ્રયત્ન ફોગટ ગયો એટલે દીન થઈને તે બોલ્યો "હે મુનિ! પાડવોના ભયથી જ મે આ અસ્ત્રનો પ્રયોગ કર્યો છે હવે હુ એને પાછુ ખેચી લેવા શક્તિવાન નથી 'આ અસ્ત્ર પાડવોનો વિનાશ કરો ' એવો સકલ્પ કરીને જ મે આ પ્રયોગ કર્યો છે, એટલે આ અસ્ત્ર આજે પાડવોનો વિનાશ જ કરશે. મે ક્રોધમા આ પાપકર્મ કર્યું છે પણ હવે એનો ઉપાય રહ્યો નથી "

આ પ્રમાણે કહી અશ્વત્થામા શાત થયો અને વ્યાસમુનિ બોલ્યા. "અર્જુને કલ્યાણસકલ્પથી જ અસ્ત્રનો પ્રયોગ કર્યો છે, અને હવે તો તને પાછુ પણ ખેચી લીધુ છે માટે તુ પણ તારૂ અસ્ત્ર પાછુ ખેચી લે. તારો ક્રોધ શાંત થાઓ અને પાડવોનુ કલ્યાણ થાઓ. તારા માથામા જે આ મણિ છે તે તુ પાડવોને આપી દે એટલે તારૂ વગર મોતે મોત જ થયુ માની પાડવો તને જીવતો જવા દેશે "

વ્યાસમુનિના આ વચનો સાભળીને અશ્વત્થામા બોલ્યો "આપ જે આજ્ઞા કરો તે મારે પાળવી જોઈએ. આ રહ્યો મણિ અને આ રહ્યો હુ પોતે માત્ર મે છોડેલી દર્ભની સળી પાડવોની સ્ત્રીના ગર્ભ પર પડશે. પ્રયોગ કરતા અસ્ત્રનો ઉપસહાર કરવા હુ અસમર્થ છુ, તેથી જ મારે આમ કરવુ પડે છે "

આ પ્રમાણે કહીને અશ્વત્થામાએ બ્રહ્માસ્ત્રનો અભિમન્યુની સગર્ભા સ્ત્રી ઉત્તરા પર પ્રયોગ કર્યો એટલે ક્રોધાયમાન થઇને શ્રીકૃષ્ણ બોલ્યા. "દુષ્ટ અશ્વત્થામા! આવી બાળહત્યા કરતા તને શરમ ન આવી? દુષ્ટ! જા, તું એકલો જ નિર્જન પ્રદેશમા ભટક્યા કરજે જા, દુષ્ટ! જા"

૫

આ પ્રમાણે કહીને શ્રીકૃષ્ણ પાડવોની સાથે મણિ લઇને દ્રૌપદી પાસે આવ્યા અને ભીમસેન દ્રૌપદીને મણિ આપતો બોલ્યો. "અશ્વત્થામા બ્રાહ્મણ હોવાથી અને ગુરુપુત્ર હોવાથી અમે તેને જીવતો છોડ્યો છે દેવી! તેના હથિયારો છૂટી ગયા છે, તેના વચનો તો નાશ થઈ જ ચૂક્યો છે, માત્ર તેનુ શરીર જ નિર્માલ્ય જેવુ હવે બાકી રહ્યુ છે"

ભીમના આવા વચનો સાભળીને દ્રૌપદીએ મણિ હાથમા લીધો અને યુધિષ્ઠિરને ધારણ કરવા માટે તે આપ્યો. પછી દ્રૌપદીએ પોતે લીધેલા અનશનવ્રતનો ત્યાગ કરી દીધો અને પાંડવો તથા શ્રીકૃષ્ણ આ આખાય પ્રકરણનો આવો અત આવ્યો તેથી રાજી થયા.



# સ્ત્રીપર્વ

## ૧

પોતાના સો પુત્રો મરી ગયા એ સમાચારથી મહારાજ ધૃતરાષ્ટ્ર દીન થઈ ગયા, અને એ વિચારમા ને વિચારમા કેવળ મૂઢ બની ગયા અને ઘડીભર તો બેભાન બની ગયા પાછળથી જ્યારે ભાનમા આવ્યા ત્યારે તે મોટેથી રડવા લાગ્યા અને આજ સુધી પોતે તથા દુર્યોધને જે પાપો કરેલા તેનો પશ્ચાત્તાપ કરવા લાગ્યા "અરેરે! સભાની વચ્ચે આવીને શ્રીકૃષ્ણે મને

ઘણું ઘણું કહ્યું હતુ કે તમે વેર ન કરો અને તમારા પુત્રને વશ રાખો, પણ મે દુર્મતિએ શ્રીકૃષ્ણનો અનાદર કર્યો તેનુ જ ફળ હુ આજે ભોગવુ છુ ”

આ પ્રમાણે પોતાના અને દુર્યોધનના જીવનના અનેક પ્રસગો સભારીને ધૃતરાષ્ટ્ર શોક કરવા લાગ્યા ત્યારે સજયે તેમને ધીરજ આપી, પણ ધૃતરાષ્ટ્રનો શોક તો સાગર ખળભળે તેવો! ધૃતરાષ્ટ્રને શોકમા ડૂબેલા જોઈને વિદુર આગળ આવ્યા અને બોલ્યા “હે રાજા! ઉઠો, ઉભા થાઓ આમ પૃથ્વી પર શુ પડ્યા છો? ધીરજ લાવીને મનને સ્થિર કરો. પદાર્થો માત્ર નાશવત છે એ તમે ક્યા નથી જાણતા? જન્મ્યુ તે જવાનુ જ છે એ નક્કી છે, તો પછી શોક શા માટે કરો છો? તમારા પુત્રો તો વીરગતિને પામ્યા છે તેથી તેમનો શોક કરવો યોગ્ય નથી માટે તમે મનને સ્થિર કરો, શાત કરો, અને શોક ન કરો.”

વિદુરના આવા વચનો સાભળીને ધૃતરાષ્ટ્રને કાઈક ધીરજ આવી પણ વળી પાછા તુરત જ પુત્રો સાભરવાથી તે ધરણી પર ઢળી પડ્યા અને વિલાપ કરવા લાગ્યા. “અરેરે! ધિક્કાર છે આ મનુષ્ય જન્મને! મારા પર આજે મોટુ દુ ખ આવી પડ્યુ છે હવે મારા પ્રાણનો ત્યાગ કર્યા વિના હુ આ દુ ખમાંથી નીકળી શકીશ નહિ”

આ પ્રમાણે બોલતા ધૃતરાષ્ટ્ર મૂઢ થઈ ગયા

એટલે વ્યાસે તેમને કહ્યુ "બેટા ધૃતરાષ્ટ્ર! સાભળ. મનુષ્ય માત્ર નાશવત છે તે તુ જાણે છે કૌરવોનો સહાર થવાનો જ હતો, માટે તારે શોક ન કરવો જોઈએ હે ધૃતરાષ્ટ્ર! આ બાબતમા તો દૈવ જ બળવાન નીવડ્યુ છે તુ પાડવો પર કૃપા કરી આજે તારા પ્રાણ ધારણ કરી રાખ તારા શોકાગ્નિને આજે શાત રાખ, અને પાડવોને અપયશ ન આપ"

આ પ્રમાણે કહી વ્યાસ ત્યાથી વિદાય થયા એટલે સજયે ધૃતરાષ્ટ્રને કહ્યુ "મહારાજ! હવે શોકનો ત્યાગ કરી તમારા પુત્રો, પૌત્રો તથા વડીલોના પ્રેતકાર્ય કરાવો આમ પડ્યા રહેવાથી શો લાભ છે? ઉઠો, ઉભા થાઓ શોકમા પડ્યા રહીને આ સર્વની મરણોત્તર ક્રિયાઓનો લોપ કરવો ઉચિત નથી"

ત્યાર પછી વિદુર પોતે આધારી, કુતી અને બીજી સ્ત્રીઓને તેડવા ગયા અને બધી સ્ત્રીઓ રડતી રડતી ત્યા આવી પહોચી વિદુર પોતે પણ વિહ્વળ બની ગયા પણ મનને વશ રાખી સ્ત્રીઓને શાત પાડવા લાગ્યા, અને તેમને સૌને લઈને નગરની બહાર નીકળ્યા આ સ્ત્રીઓએ પોતાના સુદર કેશોને વીંખી નાખ્યા હતા, પોતાના અલકારોને ઉતારી નાખ્યા હતા, ફક્ત એકેક વસ્ત્ર ધારણ કર્યું હતુ અને રણક્ષેત્ર તરફ બેબાકળી દોડી જતી હતી આ બધી સ્ત્રીઓની રોકકળ એટલી

બધી ભયાનક થઈ પડી કે જાણે પ્રલયકાળ આવી લાગ્યો હોય એવો ભાસ થવા માંડ્યો

૨

દરમ્યાન ધૃતરાષ્ટ્ર વગેરે હસ્તિનાપુરથી એક કોસ જેટલે આવ્યા ત્યા કૃતવર્મા, કૃપાચાર્ય અને અશ્વત્થામા તેમને આવી મળ્યા. પ્રજ્ઞાચક્ષુ મહારાજને જોઈને એ ત્રણે જણા ગળગળા થઈ ગયા અને કહેવા લાગ્યા "હે મહારાજ ! તમારો દુર્યોધન યુદ્ધમા વીરગતિને પામ્યો છે અમારા ત્રણ સિવાય તમારૂ બધુ સૈન્ય ખપી ગયુ છે દેવી ગાધારી ! તમારા કોઈ પુત્રે પડતા પીઠ દેખાડી નથી, કોઈએ મરતા સુધી શત્રુને બે હાથ જોડીને નમન કર્યું નથી અમે ધૃષ્ટદ્યુમ્ન, દ્રૌપદીના પુત્રો વગેરેનો નાશ કરી નાખ્યો છે, અને હવે અમે નાસી જઈએ છીએ મહારાજ ! અમને આજ્ઞા આપો. તમે શોક ન કરતા" આ પ્રમાણે કહીને આ ત્રણેય જણાએ ધૃતરાષ્ટ્રની પ્રદક્ષિણા કરી અને ઘોડાઓને વેગથી મારી મૂક્યા કૃપાચાર્ય હસ્તિનાપુરને માર્ગે ગયા, કૃતવર્મા દ્વારકા તરફ ગયો અને અશ્વત્થામા વ્યાસના આશ્રમ તરફ રવાના થયો.

૩

આ તરફ યુધિષ્ઠિરને સમાચાર મળ્યા કે કાકા

ધૃતરાષ્ટ્ર પુત્રોના પ્રેતકાર્ય કરવા માટે હસ્તિનાપુરની બહાર નીકળ્યા છે એટલે તે પોતે કાકાને મળવા માટે ભાઈઓની સાથે સામા ગયા શ્રીકૃષ્ણ, સાત્યકિ અને યુયુત્સુ તેમની પાછળ હતા, દ્રૌપદી પણ પાંચાલ રાજાની સ્ત્રીઓને સાથે લઈને યુધિષ્ઠિરની પાછળ ચાલી યુધિષ્ઠિર ગંગાને કાંઠે આવ્યા ત્યાં તો વિહ્વળ થયેલી ટીટોડીઓની પેઠે આક્રંદ કરતી સ્ત્રીઓનો અવાજ ગગનને ભેદી નાખવા લાગ્યો. ધર્મરાજા યુધિષ્ઠિર તો ધૃતરાષ્ટ્ર પાસે પહોંચી જઈને તેમના ચરણમાં નમી પડ્યા, ત્યારે બીજા પાંડવો પણ કાકાને ધર્મપૂર્વક પ્રણામ કરવા લાગ્યા, અને ધૃતરાષ્ટ્રે પણ મનમાં પ્રીત ન હતી છતાં શિષ્ટાચારને અનુસરીને યુધિષ્ઠિરને આલિંગન આપ્યું આ વખતે ધૃતરાષ્ટ્રના મનમાં તો એમ જ હતું કે હું ભીમસેનને કચરી નાખું તો ઠીક પણ ભીમસેન એમ સપાટામાં શી રીતે આવે?

શ્રીકૃષ્ણ ધૃતરાષ્ટ્રને ધીરજ આપતા બોલ્યા "તમે શોક કે કોપ ન કરો પાંડવો બિચારા અપરાધી નથી એમણે તો લડાઈ ન થવા માટે ઘણું ઘણું કર્યું પણ દુર્યોધનને જ ઉંધી મતિ થઈ ત્યાં શું કરવું ? આમાં કાળની જ બલિહારી છે"

શ્રીકૃષ્ણના આવા વચનો સાંભળીને ધૃતરાષ્ટ્રના મનનું સમાધાન થયું ત્યાર પછી પાંડવો શ્રીકૃષ્ણની

સાથે ગાધારી પાસે ગયા ગાધારી પુત્રોના નાશથી વિહ્વળ થઈ ગયા હતા તેથી પાંડવો નજીક આવ્યા ત્યારે બોલ્યાં "હુ પાડવોની ઇર્ષ્યા કરતી નથી પણ પુત્રશોકથી મારૂં મન વિહ્વળ બની ગયુ છે દુર્યોધન યુદ્ધમા જતી વખતે આશીર્વાદ લેવા આવ્યો ત્યારે મે પોતે જ કહ્યું હતુ કે 'यतो धर्मस्ततो जय ।' જ્યા ધર્મ છે ત્યા જય છે છતા આજે પુત્રોના જવાથી મને અશાતિ થઈ છે શ્રીકૃષ્ણ! તેમા પણ તમારા દેખતાં ભીમસેને દુર્યોધનને નાભિના નીચેના ભાગમા પ્રહાર કર્યો એમ સાભળ્યુ છે ત્યારથી તો મારૂ મન વશ રહેતુ જ નથી "

ગાધારીના આ વાક્યો સાંભળીને ભીમસેન બહુ ઢીલો થઇ ગયો અને નમ્રતાથી બોલ્યો "પૂજ્ય માતાજી! દુર્યોધનના સબધમા મે જે કાઈ અધર્મ કે ધર્મ કર્યો હોય તેની તમારે ક્ષમા આપવી જોઇએ મે દુશાસન પર વેર લીધુ તેમા પણ દ્રૌપદીની તેણે ભરસભામાં લાજ લીધી એ જ વાત મને ખટકતી હતી બાકી માતા! તમારે મારા પર કોપ ન કરવો જોઇએ "

ગાધારી બોલ્યા "ઓ ભીમસેન! તે અમારા સોએ પુત્રોને મારીને વિજય મેળવ્યો, પણ તેમાનો એક, જેણે અલ્પ અપરાધ કર્યો હોય તેને પણ જીવતો કેમ ન રહેવા દીધો? ઓ તાત! મારા પુત્રોના કાળ રૂપ એવા તે મારા માત્ર એક જ પુત્રને જીવતો રાખી

ક્ષાત્રધર્મનુ પાલન કર્યું હોત તો મને આવુ દુઃખ
થાત નહિ ”

ભીમસેનને આ પ્રમાણે કહી ગાધારીએ તરત જ
પૂછ્યુ “ રાજા યુધિષ્ઠિર ક્યા છે ? ” એટલે યુધિષ્ઠિર
ધ્રૂજતા ધ્રૂજતા તેમની પાસે આવ્યા અને બે હાથ જોડી
મીઠા વચનો બોલવા લાગ્યા “ તમારા પુત્રોનો નાશ
કરનાર ઘાતકી યુધિષ્ઠિર આ રહ્યો ખરી રીતે હુ જ
શાપને યોગ્ય છું માટે મને શાપ આપો. ”

આ પ્રમાણે બોલીને યુધિષ્ઠિર ગાધારીના ચરણમા
પડ્યા ત્યારે ગાંધારીએ આખ પર બાધેલા પાટાના
અતરમાથી રાજાની આગળીઓના ટેરવા પર નજર
નાખી કે તે જ ક્ષણે યુધિષ્ઠિરના સુદર નખો એકદમ
નિસ્તેજ થઈ ગયા ! યુધિષ્ઠિરના નખોને કાળા થઈ
ગયેલા જોઈને અર્જુન ભયનો માર્યો શ્રીકૃષ્ણની પાછળ
છુપાઈ ગયો અને બીજા પાડવો આમતેમ નાસી ગયા.

પાછી વારે ગાંધારીનો કોપ શાંત થયો એટલે
પાડવો ત્યાંથી કુતી પાસે ગયા. પોતાના પુત્રોને ઘણે
લાબે કાળે જોઈને તેની આખમાથી આંસુ પડવા લાગ્યાં
એટલામા તો પુત્રોના વિનાશથી દુઃખી થયેલી દ્રૌપ
રડવા લાગી એટલે કુતીએ તેને શાત પાડી અને બ
ગાધારી પાસે ગયા ગાધારીએ પણ દ્રૌપદીને પોતા
દાખલો આપીને શાતી બધ કરી

## ૪

ત્યાર બાદ પાંડવો અને ગાંધારી આદિ કુરુસ્ત્રીઓ ધૃતરાષ્ટ્રને તેમ જ શ્રીકૃષ્ણને આગળ કરીને કુરુક્ષેત્રમાં જઈ પહોંચ્યા. ત્યાં જઇને આ સ્ત્રીઓએ પોતાના માર્યા ગયેલા પુત્રો, ભાઇઓ, પિતાઓ તેમ જ પતિઓને જોયા એટલે તેમના શરીરો બેભાન થઇ ગયાં અને કેટલીએક તો પૃથ્વી પર જ પછડાઇ પડી! આ વખતે ગાંધારીએ શ્રીકૃષ્ણને કહ્યું "હે વાસુદેવ! જુઓ. આ અનેક વીરમાતાઓ અને વીરપત્નીઓ રડારોળ કરી રહી છે તે તરફ નજર કરો. હુ પોતે તો આ રણક્ષેત્રને જોઇને બળી જાઉં છુ; મારી નજરે આ મારી પુત્રવધૂઓ ઉંચે સાદે કકળી રહી છે, આના કરતા વધારે મને બીજુ કયુ દુ:ખ હોઇ શકે? માધવ! મે પૂર્વજન્મમા મહા ઘોર પાપ કર્યું હશે એટલે જ આજે મારે આ જોવુ પડે છે"

આ પ્રમાણે બોલતા ગાંધારી ચાલ્યા જતા હતાં એવામા તેમણે મરણ પામેલા દુર્યોધનને જોયો એટલે પૃથ્વી પર પછડાઇ પડ્યા થોડી વારે જ્યારે તેમને ભાન આવ્યુ ત્યારે તે મુસકે મુસકે રડીને વિલાપ કરવા લાગ્યાં. "હા બેટા દુર્યોધન!" પછી થોડી વારે શોકાવેગને જરા અટકાવી શ્રીકૃષ્ણને કહ્યુ "વાસુદેવ! મને દુર્યોધનનો શોક નથી થતો એટલો મહારાજ ધૃતરાષ્ટ્રનો શોક થાય

છે મહારાજ આજે દયાજનક સ્થિતિમા આવી પડ્યા છે મારી આ પુત્રવધૂ આજે દુર્યોધનનુ અને લક્ષ્મણનુ માથુ ખોળામા લઈને આક્રંદ કરે છે તે મારાથી જોયુ જતુ નથી વાસુદેવ! જુઓ, પેલો મારો દુઃશાસન સૂતો ભીમે તેને યુદ્ધમા મારી નાખ્યો છે એટલુ જ નહિ પણ તેનુ લોહી પણ પીધુ છે શ્રીકૃષ્ણ! આ રહ્યો મારો વિકર્ણ આ રહ્યો સિંહ સરખો તેજસ્વી અભિમન્યુ આ પડ્યો મહારથી કર્ણ આ વૃષસેનની માતા બિચારી રડીરડીને પણ હવે તો થાકી ગઈ છે આ રહ્યો મારો જયદ્રથ. બેટા જયદ્રથ! હુ મારી દુઃશલાને અનાથ મૂકી ચાલતો થયો બેટા! તને આ વખત પાંડવોએ ન છોડ્યો શ્રીકૃષ્ણ! જુઓ આ નકુળનો મામો શલ્ય, આ ભગદત્ત, આ ભીષ્મ પિતામહ અને આ દ્રોણાચાર્ય; અને આ રહ્યો આ મહાસંહારનુ મૂળ મારો ભાઈ શકુનિ આ શકુનિએ જ મારા પુત્રોને ભમાવીને આ દશા કરી છે।"

આ પ્રમાણે એક પછી એક યોદ્ધાને જોતા અને કરુણ વિલાપ કરતા ગાંધારી મૂર્છા ખાઈને પૃથ્વી પર પડ્યા અને બેભાન થઈ ગયા ફરીથી જ્યારે તેમને ભાન આવ્યુ ત્યારે તેમના અંગોમા તાપ વ્યાપી ગયો, અને આ મહાસંહારનો બધો દોષ શ્રીકૃષ્ણનો જ છે એમ જણાવાથી તે બોલ્યા "ઓ જનાર્દન! પાંડવો ને કૌરવો પરસ્પર લડી મુઆ પણ તમે તેમના નાશની

શા માટે ઉપેક્ષા કરી ? તમે તેમને રોકવાને સમર્થ હતા છતા તમે ઉપેક્ષા કરીને તેમને લડવા દીધા છે માટે હુ તમને શાપ આપુ છુ કે તમે તમારા બન્ધુઓનો સહાર કરનારા થઈ પડશો જેમ આજે ભરતકુળની સ્ત્રીઓ રોકકળ કરે છે તેમ જ તમારી યાદવ સ્ત્રીઓ એક દિવસ રોકકળ કરશે ”

ગાધારીનાં આવા ઉગ્ર વચનો સાંભળીને શ્રીકૃષ્ણ જરાય રીસ ન કરતા ઉલટા હસતે ચહેરે બોલ્યા “ દેવી ગાધારી! જે થવાનુ જ છે તેને તમે શાપ દ્વારા જાહેર કર્યું છે યાદવો પણ નાશ પામવાના જ છે એમ હુ જોઈ રહ્યો છુ દેવી! ઉઠો, ઉઠો; હવે શોકને દૂર કરો.”

૫

ત્યાર પછી મહારાજ ધૃતરાષ્ટ્રની આજ્ઞાથી ત્યાં મરણ પામેલા પુરુષોનાં શબોને અગ્નિસસ્કાર કર્યા અને એક પછી એક વીર પુરુષને સભારી સભારીને પાણીનો અર્ધ્ય આપ્યો. આ વખતે એક તરફ વીર માતા કુતી પોતાના પુત્રોને કહેવા લાગ્યા “ પાડવો ! આ સૂતપુત્ર કર્ણને પણ તમે અજલિ આપો. એ કર્ણ તમારો જ્યેષ્ઠ ભાઈ હતો. સૂર્યના સબધથી એ મારી કૂખે જ અવતર્યો હતો. ”

માતાના આવા વચનો સાંભળીને યુધિષ્ઠિર છક્ક થઈ ગયા અને બોલ્યા "માતા! કર્ણની આખી વાત ગુપ્ત રાખીને તમે અમારો નાશ કર્યો છે! કર્ણ અમારો જ ભાઈ છે એમ અમને આજે ખબર પડે છે તેથી પહેલેથી જ જો ખબર હોત તો અમે તેને અનુસરીને જ ચાલત, અને આ મહા ઘોર વિનાશ કદાચ અટકી પણ જાત."

આ પ્રમાણે બોલીને પાંડવોએ કર્ણને પણ જલ પ્રદાન કર્યું અને પછી સૌ ગંગાકાંઠે સ્નાન માટે ગયાં.



# શાંતિપર્વ

## ૧

કર્ણ પોતાનો જ ભાઇ હતો અને તેનો પોતે વધ કર્યો, એ ખબર પડતાં યુધિષ્ઠિર મહારાજને અતિશય ક્ષોભ થયો. અને આજે હવે યુદ્ધનો ઉલ્લાસ ઠરી પડ્યો ત્યારે તો લોહીથી ખરડાયેલ હાસ્તિનાપુરનો મુગટ માથે પહેરતા યુધિષ્ઠિરને ગ્લાનિ ઉપજી, અને મનમાં થઇ આવ્યું કે આવા રાજ્યના કરતાં વનવાસ જ શ્રેય છે પણ આખરે ભીમ અર્જુન વગેરેના આગ્રહથી અને

વ્યાસ તેમ જ શ્રીકૃષ્ણના સમજાવવાથી યુધિષ્ઠિર શાંત થયા, શોકનો ત્યાગ કર્યો અને પોતાના ભાઈઓની સાથે તેમણે હસ્તિનાપુરમાં પ્રવેશ કર્યો.

યુધિષ્ઠિર હસ્તિનાપુરમા આવ્યા ત્યારે સમસ્ત પ્રજાએ તેમને હર્ષથી વધાવ્યા અને આખા નગરે આ પ્રસગના માનમા ભારે મોટી ધામધૂમ કરી મૂકી પણ આ વખતે જ સન્યાસી વેશે આવેલા દુર્યોધનના મિત્ર ચાર્વાક રાક્ષસે જાહેર સભામા જ યુધિષ્ઠિરની નિંદા કરી, તથા સગાઓને માર્યા ખાતર તેમને અનેક કડવા વચનો સભળાવ્યા પણ સભામા બેઠેલા બ્રાહ્મણોએ ચાર્વાકને ઓળખી કાઢ્યો અને તિરસ્કાર કરી તેનો નાશ કર્યો

## ૨

ત્યાર પછી યુધિષ્ઠિરનો રાજ્યાભિષેક થયો યુધિષ્ઠિરને બે પડખે મણિમય આસનો પર ભીમ અને અર્જુન બેઠા. એક તરફ સોનાથી મઢેલા સિંહાસનો પર નકુળ અને સહદેવને લઈને કુતી બેઠા થોડે દૂર વિદુર ને ધૃતરાષ્ટ્ર બેઠા અને તેમને જ પડખે યુયુત્સુ, સજય ને ગાધારી બેઠા ધૌમ્યે યુધિષ્ઠિરને અને દ્રૌપદીને સર્વતોભદ્ર આસન પર બેસાર્યા અને આહુતિઓ આપવા માડી હવન પૂરો થતા જ શ્રીકૃષ્ણ શખને

લઈને ઉભા થયા અને તેના જળથી યુધિષ્ઠિરનો પૃથ્વીના પતિ તરીકે અભિષેક કર્યો આ જ વખતે ઢોલ, નગારા, શરણાઈ વગેરેનો ગડગડાટ થઈ રહ્યો અને ધર્મરાજાએ પોતે શ્રીકૃષ્ણ આદિ સર્વની યથાવિધિ પૂજા કરી.

આ પ્રમાણે રાજ્યાભિષેક થઈ રહ્યા પછી બ્રાહ્મણોના આશીર્વાદના જવાબમા યુધિષ્ઠિર બોલ્યા "હે શ્રેષ્ઠ બ્રાહ્મણો! તમે બધા અમારા પર અનુગ્રહ કરી રહ્યા છો એ હુ અનુભવું છુ મે મારા સગાઓનો મહા ઘોર સહાર કર્યો છે તમારે મારા પર જો અનુગ્રહ કરવો હોય તો મારે એક જ વાત કહેવાની છે તમારે સૌએ મહારાજ ધૃતરાષ્ટ્ર તરફ દુર્યોધનના વખતના જેવુ જ વર્તન રાખવુ "

ત્યાર પછી યુધિષ્ઠિરે ભીમસેનની યુવરાજપદે સ્થાપના કરી, રાજ્યવ્યવસ્થાનો નિશ્ચય કરવા પર વિદુરને સ્થાપ્યા, આવકજાવકના હિસાબ પર સજયને સ્થાપ્યો, સૈન્ય પર નકુળને મૂક્યો, શત્રુઓને સભાળવા પર અર્જુનને રાખ્યો, ધર્મકાર્યની દેખરેખ રાખવા માટે ધૌમ્યને નીમ્યા અને સહદેવને પોતાનો અગમત્રી બનાવ્યો. આ પ્રમાણે રાજ્યવ્યવસ્થાની ગોઠવણ કર્યા પછી યુધિષ્ઠિરે સૌને યોગ્ય વિદાય આપી અને એ સર્વના ગયા પછી શ્રીકૃષ્ણને કહ્યુ "જનાર્દન! તમારી કૃપાથી, નીતિથી, બળથી, બુદ્ધિથી અને પરાક્રમથી મે

મારા પૂર્વજોના રાજ્યને મેળવ્યુ છે હે શ્રીકૃષ્ણ! હુ તમને પુન. પુન. પ્રણામ કરુ છુ ”

ત્યાર પછી રાજા યુધિષ્ઠિરે ભાઈઓ તથા શ્રીકૃષ્ણ સાથે તે દિવસ આનદ અને આરામમા ગાળ્યો.

૩

બીજે દિવસે જ્યારે યુધિષ્ઠિર અને શ્રીકૃષ્ણ એકઠા થયા ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યા “હે યુધિષ્ઠિર! આજે ગગાપુત્ર ભીષ્મ બાણશય્યા પર પડ્યા છે એ મહાત્મા જ્યારે પરલોકમા જશે ત્યારે આ પૃથ્વી પર બધે અધ કાર થઈ જવાનો. એમનો દેહ પડે તે પહેલા તમે તેની પાસે જાઓ અને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ સબધી તેમની પાસેથી જે જે જાણવાનુ છે તે જાણી લ્યો ભીષ્મના અસ્તની સાથે જ સર્વ પ્રકારના જ્ઞાનનો પણ અસ્ત થશે.”

શ્રીકૃષ્ણના આવા વચન સાભળીને યુધિષ્ઠિર તરત જ તૈયાર થયા અને પોતે, શ્રીકૃષ્ણ, કૃપાચાર્ય, ચાર પાડવો વગેરે ભીષ્મની બાણશય્યા પાસે પહોચ્યા

પાવન્ર ઓઘવતી નદીને કાઠે ભીષ્મ તો પડ્યા હતા, અને તેમની આસપાસ મુનિઓ વીંટળાઈ વળ્યા હતા શ્રીકૃષ્ણ વગેરે ત્યા પહોચ્યા એટલે ભીષ્મે સૂતા

સૂતાં તેમનો સત્કાર કર્યો અને થોડીએક પરચુરણ વાતો કરીને પાંડવો વિદાય થયા.

બીજે દિવસે વળી આ સૌ ભીષ્મના દર્શનાર્થે આવ્યા અને શ્રીકૃષ્ણના આગ્રહથી ભીષ્મે બાણશય્યા પર પડ્યા પડ્યા યુધિષ્ઠિરને પ્રવચનો કરવાનું માથે લીધું.

પછી તો ભીષ્મે આર્યસંસ્કૃતિના જ્ઞાનનો ભંડાર આખો ખુલ્લો કર્યો અને યુધિષ્ઠિરને ઉપદેશથી નવરાવી દીધા. ભીષ્મે યુધિષ્ઠિર પાસે રાજધર્મની વાત કરી, રાજા અને રાજ્યધારણના કામનો વિચાર મૂક્યો; વર્ણાશ્રમધર્મનો સ્ફોટ કર્યો; આશ્રમધર્મનો રાજધર્મ સાથે સબંધ દેખાડ્યો; ક્ષાત્રધર્મનું સ્વરૂપ સમજાવ્યું, રાજપુરોહિત, રાજા, રાજાનો અમાત્ય, વગેરે કેવા હોવા જોઈએ તે વિસ્તારથી કહ્યું, રાજધાનીના શહેરની પોતાની કલ્પના ખડી કરી, કોશની મહત્તા કહી સંભળાવી; યુદ્ધના જુદા જુદા પ્રકારો તથા તેના પરિણામો આલેખ્યા; રાજસેવકોની પરીક્ષા કરવા ઉપર ભાર મૂક્યો; શીલની મહત્તા જણાવી અને વધારામાં આ બધાય નાનામોટા તત્ત્વોને પુરાણોના અનેક ઉદાહરણોથી વધારે સ્પષ્ટ કરી દેખાડ્યા.

ત્યાર બાદ ભીષ્મે યુધિષ્ઠિરની પાસે આપદ્ધર્મનો મહા વિચાર મૂક્યો અને એ વિચારને પણ અનેક આખ્યાનોથી સમૃદ્ધ કર્યો.

અને છેવટે મોક્ષધર્મને વિસ્તારથી કહી સંભળાવ્યો. આ પ્રસંગે ચાર વર્ણો, ચાર આશ્રમો, વર્ણધર્મ, આશ્રમધર્મ, સદાચાર, બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ, અધ્યાત્મશાસ્ત્ર, જીવ ને ઈશ્વરનું સ્વરૂપ, જપયજ્ઞ, ભક્તિ, નૈષ્કર્મ્ય, યુગધર્મ, તપ, અહિંસા, સત્ય, યજ્ઞ, શ્રદ્ધા, ઉંછવૃત્તિ, આદિ અનેક નાના મોટા વિષયોને છણી છણીને શ્રોતાઓની પાસે ભીષ્મે રજુ કર્યા અને એ રીતે આખી આર્યસંસ્કૃતિના યથાર્થ સ્વરૂપને ખડું કરી દીધું



## અનુશાસનપર્વ

### ૧

આ પ્રમાણે ભીષ્મે વિસ્તારથી યુધિષ્ઠિરને ઉપદેશ આપ્યો છતાં પણ યુધિષ્ઠિરની કેટલીએક શંકાઓનું સમાધાન ન થયું એટલે તેમણે ફરીથી પ્રશ્નો પૂછવા માંડ્યા અને ભીષ્મે મૃત્યુ, બ્રાહ્મણત્વ, ભક્તિ, દૈવ અને પુરુષાર્થ, સ્વર્ગ, નરક, બ્રહ્મહત્યા, તીર્થસ્નાન, સ્ત્રીઓ, વિવાહધર્મ, મિત્રકૃત્ય, બગીચાઓ, તળાવો, દાન, સુપાત્ર કુપાત્રનો ભેદ, ગોદાન, શ્રાદ્ધ, અનશનવ્રત, નાનાભાઈ

મોટાભાઈનું પરસ્પર વર્તન, ઉપવાસ, દયાધર્મ, માંસ-ભક્ષણ, ભક્ષ્યાભક્ષ્ય વગેરે જીવનના અનેક પ્રશ્નો પર પ્રવચનો કર્યા

આ રીતે યુધિષ્ઠિરને તેમ જ એકત્ર થયેલા શિષ્ટ સમાજને આર્યસંસ્કૃતિનો જ્ઞાનવારસો આપીને ભીષ્મે પોતાનો દેહ છોડ્યો.



# આશ્વમેધિકપર્વ

## ૧

ભીષ્મનો દેહ પડ્યો એટલે ફરીથી રાજા યુધિષ્ઠિર ક્ષોભ પામ્યા અને પોતાનાં પાપોનો પશ્ચાત્તાપ કરવામા પડી ગયા ભગવાન વ્યાસે અને શ્રીકૃષ્ણે તેમને ફરી ફરીને આશ્વાસન આપ્યુ અને વ્યાસે તેમને અશ્વમેધ યજ્ઞ કરવાની આજ્ઞા પણ કરી. આખરે મહા મહેનતે યુધિષ્ઠિરે શોકનો ત્યાગ કર્યો અને શ્રીકૃષ્ણ દ્વારકા ગયા.

શ્રીકૃષ્ણે દ્વારકા જઈને પોતાના પિતા વસુદેવને

યુદ્ધની હકીકતો સભળાવી અને અભિમન્યુના વધથી દુ:ખી થયેલા વસુદેવને ધીરજ આપી શાંત કર્યા.

ત્યાર પછી પાંડવોએ અશ્વમેધની તૈયારી કરવા માંડી. અશ્વમેધના યજ્ઞમા જે મોટા દ્રવ્યની જરૂર પડે છે તે દ્રવ્ય હાસ્તનાપુરમાં તો હતુ જ નહિ, એટલે પાંડવો હિમાલય તરફ ઉપડ્યા. ત્યાંથી અઢળક દ્રવ્ય લઈને પાછા હસ્તિનાપુરમાં આવ્યા.

૨

દરમ્યાન હાસ્તનાપુરમા અભિમન્યુની સ્ત્રી ઉત્તરાએ મરી ગયેલ બાળકને જન્મ આપ્યો. અશ્વત્થામાએ પોતે મંત્રેલી દર્ભની સળીનો પ્રયોગ ઉત્તરાના ગર્ભ ઉપર થાય એવો સંકલ્પ કર્યો હતો, તે પ્રમાણે આ પુત્ર ગર્ભમા જ મરી ગયો હતો. બાળકને મરેલો અવતરેલો જોઈને દ્રૌપદી, સુભદ્રા વગેરે કકળાટ કરી ઉઠ્યાં અને પાંડવોની પાછળ વંશ ચાલુ રહેવાની જે એક આશા હતી તે પણ નાબૂદ થઈ એટલે તેમના શોકનો પાર જ ન રહ્યો

આ વખતે બધી સ્ત્રીઓ શ્રીકૃષ્ણ હતા ત્યા પહોચી અને તેમને આ પુત્રને જીવતો કરવાની વિનતિ કરી. એટલે શ્રીકૃષ્ણ ઉઠ્યા, પાણીનુ આચમન લીધુ અને મરેલ બાળકને ખોળામા સુવાડીને બોલ્યા. "મે પૂર્વે હાસ્ય વગેરે સ્વેચ્છા વર્તનમા પણ કદી જો અસત્ય

ભાષણ ન કર્યું હોય અને યુદ્ધમાંથી કદી હું પાછો હઠ્યો ન હોઉં તો આ પુત્ર જીવતો થાઓ. જો મને ધર્મ અને બ્રાહ્મણો અત્યંત પ્રિય હોય તો મરણદશામાં જન્મેલો અભિમન્યુનો આ પુત્ર જીવતો થાઓ. જો અર્જુન પ્રત્યેના વિરોધને હું કદી ન જાણતો હોઉં તો તે સત્યના પ્રભાવથી આ મરણ પામેલો બાળક જીવતો થાઓ. જો મેં કંસ તથા કેશીને ધર્મથી માર્યા હોય, તો તે સત્યના પ્રભાવથી આ બાળક જીવતો થાઓ."[1]

શ્રીકૃષ્ણ આટલું બોલ્યા ત્યાં તો બાળક આળસ મરડીને રડવા લાગ્યો એટલે દ્રૌપદી વગેરેના હર્ષનો પાર ન રહ્યો, અને સૌએ શ્રીકૃષ્ણની પ્રશંસા કરીને તેમને વંદન કર્યું

---

१ नोक्तपूर्वं मया मिथ्या स्वैरेष्वपि कदाचन ।
न च युद्धात् परावृत्त' तथा सजीवतामयम् ॥
यथा मे दयितो धर्मो ब्राह्मणाश्च विशेषतः ।
अभिमन्यो सुतो जातो मृतो जीवत्वयं तथा ॥
यथाहं नाभिजानामि विजयेऽपि कदाचन ।
विरोधं तेन सत्येन तथा जीवत्वयं शिशुः ॥
यथा कंसश्च केशी च धर्मेण निहतौ मया ।
तेन सत्येन बालोऽपि पुन सजीवतामयम् ॥

મહાભારત, આશ્વમેધિક પર્વ
અધ્યાય ૬૯ શ્લોક ૧૮–૨૨

૩

દરમ્યાન અશ્વમેધના ઘોડાને છૂટો મૂક્યો અને ઘોડાના રક્ષણ માટે અર્જુનની યોજના કરવામા આવી.

અશ્વમેધનો ઘોડો ભારતવર્ષના જુદા જુદા પ્રદેશમાંથી પસાર થયો ત્યારે અર્જુનને તે તે દેશોના અધિપતિઓની સાથે યુદ્ધો થયાં અર્જુને ત્રિગર્તોનો પરાજય કર્યો; ભગદત્તના પુત્ર વજ્રદત્તને માર્યો; સૈંધવોને યુદ્ધમા જીત્યા અને મણિપુરની સીમમા પોતાના પુત્ર બભ્રુવાહન સાથે યુદ્ધ કર્યું અહીં મણિપુરમા અર્જુન પોતાની સ્ત્રી ઉલુપીને મળ્યો, પુત્ર બભ્રુવાહન સાથે મેળાપ કર્યો અને પછી દિલગીર થતો થતો ત્યાથી નીકળ્યો.

આગળ ચાલતાં અર્જુને મગધરાજને હરાવ્યો, ને શકુનિના પુત્રનો પરાજય કર્યો. આ પ્રમાણે અનેક રાજાઓને હરાવીને અર્જુન આખરે હસ્તિનાપુરમાં આવી પહોંચ્યો અને અશ્વમેધ શરૂ થયો આ યજ્ઞમાં અર્જુનની સ્ત્રીઓ ચિત્રાંગદા તથા ઉલુપી પણ હાજર હતી; અને આખાય કૌરવકુળના આદિ પુરુષ વ્યાસ પણ હાજર હતા.

પછી અશ્વમેધના વિધિ પ્રમાણે બ્રાહ્મણોએ ઘોડાનો વધ કર્યો અને તેના બધાય અંગોને વિધિપૂર્વક અગ્નિમા હોમ્યાં આ વખતે મહારાજ યુધિષ્ઠિરે વ્યાસ

ભગવાનને દક્ષિણામાં આખી પૃથ્વી અર્પણ કરી, પણ વ્યાસે એ જ પૃથ્વી યુધિષ્ઠિરને પાછી આપી

આ પ્રમાણે અશ્વમેધ યજ્ઞ પૂરો થયા પછી શ્રીકૃષ્ણ પાછા દ્વારકા ગયા અને પાંડવો પ્રજાપાલનના કામમાં ગૂંથાયા.



# આશ્રમવાસિકપર્વ

## ૧

પાંડવો રાજ્ય પ્રાપ્ત કર્યા પછી ધૃતરાષ્ટ્રને આગળ કરીને જ પૃથ્વીનુ પાલન કરતા હતા. મહારાજ યુધિષ્ઠિર દરરોજ ધૃતરાષ્ટ્રના ચરણ પાસે બેસીને જ કાર્યનો આરભ કરતા હતા, તથા કુતી પણ ગાધારીને અનુસરીને જ રહેતા હતા રાજસેવકો પૂર્વની પેઠે જ ધૃતરાષ્ટ્રની સેવામા હાજર રહે એવી સપ્રાઈ યુધિષ્ઠિરે રાખી હતી અને 'ધૃતરાષ્ટ્રને પોતાના પુત્રોને સભા

રીને જરાય ઓછું ન આવે ' તેની યુધિષ્ઠિર ખાસ કાળજી રાખતા. યુધિષ્ઠિરના આવા વર્તનથી ધૃતરાષ્ટ્ર, ગાંધારી અને વિદુર બહુ જ પ્રસન્ન રહેતા; જો કે ભીમસેન યુધિષ્ઠિરને આ રીતે અનુસરવા છતાં કોઈ કોઈ વાર બહુ ચીડાઈ જતો, અને આડુંઅવળું કરી બેસતો.

એક વાર ભીમસેને આવેશમાં આવીને ધૃતરાષ્ટ્રના પુત્રોને સંભારીને ન કહેવા યોગ્ય વચનો બોલી નાખ્યાં તેથી ધૃતરાષ્ટ્રને વૈરાગ્ય ઉત્પન્ન થયો. આમ થતાં થતાં પાંચ વર્ષ વીતી ગયાં એટલે એક વાર ધૃતરાષ્ટ્રે યુધિષ્ઠિરને કહ્યું "કુંતીપુત્ર ! તારૂં કલ્યાણ થાઓ. તું મારૂં રક્ષણ કરે છે એટલે હું સર્વ રીતે સુખી છું પણ હવે તારી સંમતિથી હું વનનો આશ્રય કરવા માગું છું "

ધૃતરાષ્ટ્રનો આવો વિચાર જાણીને યુધિષ્ઠિર પોતે બહુ દુ:ખી થયા અને તેમનો વિચાર છોડાવવાની ઘણી મહેનત કરી, પણ ધૃતરાષ્ટ્ર એકના બે ન થયા. એટલામાં વ્યાસ ત્યાં આવી ચડ્યા અને તેમણે યુધિષ્ઠિરને કહ્યું "બેટા ! ધૃતરાષ્ટ્ર કહે છે તે જ બરાબર છે તું તેમને અનુજ્ઞા આપ. રાજર્ષિનું મૃત્યુ તો યુદ્ધમાં કે તપોવનમાં જ હોય."

ભગવાન વ્યાસનાં આવાં વચનો સાંભળીને યુધિષ્ઠિરે ધૃતરાષ્ટ્રના વનવાસના વિચારને કબૂલ રાખ્યો.

## ૨

પછી ધૃતરાષ્ટ્રે હસ્તિનાપુરની પ્રજાને જણાવ્યુ "હે પૌરજનો! મે જે કાઇ સારી કે નરસી તમારી સેવા કરી હોય તેને માટે તમારે મને ક્ષમા આપવી આજે હવે હુ વૃદ્ધ થયો છુ માટે તમે મને વનમા જવાની રજા આપો રાજા યુધિષ્ઠરની તમારે સભાળ રાખવી આ યુધિષ્ઠિરને એક થાપણ તરીકે હુ તમને સોપુ છુ "

આ પ્રમાણે બોલતા અને ગદગદ થઇ જતા ધૃતરાષ્ટ્રને પ્રજાએ દુ ખી મનથી વનવાસની રજા આપી એટલે કાર્તિક માસની પૂનેમના રોજ ધૃતરાષ્ટ્ર અને ગાંધારી વનમા જવા નીકળ્યાં વિદુર અને સજય પણ મહારાજની સાથે જ વનમાં જવા તૈયાર થયા; એટલુ જ નહિ પણ પાંડવોની માતા કુતી પણ સાથે જ તૈયાર થયાં

કુતીને આ પ્રમાણે તૈયાર થયેલા જોઇને યુધિષ્ઠિર ખિન્ન થઈ ગયા અને બોલ્યા. "હે માતા! તે આ શો વિચાર કર્યો છે ? હુ તને વનમાં જવાની સમતિ આપી શકતો નથી તારા માટે તો અમે આ રાજ્ય પ્રાપ્ત કર્યું છે "

પાસ જ ઉભેલો ભીમસેન કુતીને કહેવા લાગ્યો "હે માતા! જો તારે આમ જ કરવું હતું તો અમે

બાળક હતા ત્યારે અમને વનમાંથી તું હસ્તિનાપુરમાં શા માટે લાવી ? મા ! તું હમણાં વનમાં ન જા. તારે આમ વનમા જવું હતું તો અમને પ્રેરણા આપી આપીને તે અમારી પાસે પૃથ્વી શા માટે જીતાવી ?"

પોતાના પુત્રોના આવા વચનો સાભળ્યા પછી પણ પોતાના નિશ્ચયમાંથી જરા પણ ન ખસતી કુંતી બોલી. "પુત્રો ! તમે કહો છો તે બરાબર છે પાંડુની સતતિ નાશ કેમ ન પામે એ જ મારા જીવનનો ઉદ્દેશ રહ્યો છે પણ આજે હવે તમે ઠામ બેઠા છો; વળી પૂર્વે મારા સ્વામી સાથે મે આ રાજ્ય તો ભોગવ્યું જ છે એટલે મને હવે વાસના નથી રહી હવે તો વનમાં રહીને આ બે વડી લોની સેવા કરીશ એટલે મારૂં જીવતર સાર્થક થશે."

એમ કહી કુંતીએ આગળ ચાલવા માંડ્યું એટલે ધૃતરાષ્ટ્રે પણ તેમને પાછા વાળવાનો પ્રયત્ન કર્યો પણ કુંતીનો તો સંકલ્પ જ હતો એટલે તે પાછાં ન વળ્યાં. જતાં જતા પોતાને વારવાર નમન કરતા યુધિષ્ઠિરને છેવટે કહેતા ગયા "બેટા ! તારી બુદ્ધિ ધર્મમા રહો અને તારૂં મન મોટું થાઓ"

આ પ્રમાણે પાંડવોની અને સમગ્ર પ્રજાની રજા લઈને ધૃતરાષ્ટ્ર, ગાધારી તથા કુંતી વનમાં આવ્યાં અને ત્યા હિમાલયની તળેટીમાં શતયૂપ મુનિના આશ્રમમાં તેમણે નિવાસ કર્યો.

૩

ધૃતરાષ્ટ્રના ગયા પછી થોડે વખતે પાંડવો તેમની સૌની સંભાળ કાઢવા માટે એક વાર શતયૂપના આશ્રમમાં ગયા અને ત્યાં રહીને એ ત્રણેય વડીલોની થોડીએક સેવા કરી અને હસ્તિનાપુર પાછા આવ્યા ધૃતરાષ્ટ્રે તો બહુ જ આકરો એવો વનવાસ પોતાની ઇચ્છાથી સેવવા માડ્યો હતો, અને ઉગ્ર તપશ્ચર્યા આદરી હતી તેવામાં એક વાર વનમાં દાવાનળ લાગ્યો એટલે સંજયને ચિંતા થવા લાગી પણ ધૃતરાષ્ટ્રે કહ્યું "સંજય! તને ભય લાગતો હોય તો તું નીકળી જા અમે તો મૃત્યુ માટે જ વનમાં આવ્યા છીએ તું જા, વિલંબ ન કર"

આમ કહીને ગાંધારી તથા કુંતી સાથે ધૃતરાષ્ટ્ર પૂર્વાભિમુખ બેઠા અને દાવાનળથી વીંટાઈને મૃત્યુ પામ્યા.

પોતાના વડીલોના મૃત્યુના આવા સમાચાર જ્યારે પાંડવોને મળ્યા ત્યારે તેમને બહુ શોક થયો



## મૌસલપર્વ

### ૧

એક વાર સારણ વગેરે યાદવકુમારો દ્વારકામા આવેલા ત્રણ ઋષિઓને મળવા ગયા અને સ્ત્રીના વેશમા સાંબને આગળ કરીને બોલ્યા. "આ બભ્રુની સ્ત્રી છે હે ઋષિઓ! તમે વિચાર કરીને કહો, આ સ્ત્રી કોને જન્મ આપશે?"

યાદવોનાં આવા મશ્કરીના વચનો સાંભળીને આ ઋષિઓ ક્રોધથી બોલ્યા. "શ્રીકૃષ્ણનો આ પુત્ર સાંબ

યાદવોનો વિનાશ કરનારા મુશળને જન્મ આપશે ”

આ શાપથી ભયભીત થયેલા તે યાદવો ત્યાથી ચાલ્યા ગયા અને બીજે જ દિવસે સાંબે મુશળને જન્મ આપ્યો યાદવોએ આ મુશળને ઉગ્રસેન રાજા પાસે રજુ કર્યું એટલે ઉગ્રસેને તેને સમુદ્રમાં ફેંકાવી દીધુ અને હુકમ કર્યો. “આજથી કોઇએ મદિરાપાન કરવુ નહિ કોઈ પુરુષ અમને જાહેર કરશે કે અમુક માણસે મદિરાપાન કર્યું છે તો તેને તેના બાંધવોની સાથે જીવતા શૂળી પર ચઢાવી દેવામા આવશે.” આ પ્રમાણે રાજઆજ્ઞા થતા સર્વ લોકોએ રાજાના ભયથી નિયમ લીધો કે આપણે કોઇએ મદિરાપાન કરવુ નહિ

૨

આ વખતમા જ આખી દ્વારકામા કેમ જાણે કાળ ઘૂમતો હોય એવા ઉત્પાતો થઇ રહ્યા હતા ગેરીઓમાં ઉંદરો વધી પડ્યા અને રાતના યાદવોના કેશો કાપી નાખવા લાગ્યા; હંસો ઘુવડના શબ્દનુ અનુકરણ કરવા લાગ્યા. યાદવો પાપકર્મ કરતા લજવાતા ન હતા; તેઓ પિતૃઓનો, બ્રાહ્મણોનો અને દેવોનો પણ દ્વેષ કરતા હતા, અને ગુરુઓનુ અપમાન કરતા હતા; પતિપત્ની પરસ્પરને ઠગવા માંડ્યા હતા આ અરસામાં તેરશને દિવસે અમાવાસ્યા થતી જોઇને શ્રીકૃષ્ણે યાદવોને કહ્યુ

"ભારતના યુદ્ધ સમયે ચૌદમી તિથિ પંદરમી થઈ હતી તેવી જ આ તિથિ આવી પહોંચી છે એ કાળને આજે છત્રીશમું વર્ષ થયું છે માટે હે યાદવો! આપણે સૌ ચાલો, પ્રભાસની યાત્રા કરવા નીકળી પડીએ."

શ્રીકૃષ્ણની સલાહ પ્રમાણે યાદવો અને ભોજો બધા યાત્રા માટે તૈયાર થયા. તેમણે ખાણીપીણી સાથે લઈને પ્રભાસમાં તંબુઓ નાખ્યા. પ્રભાસમા નિવાસ કર્યા પછી યાદવોએ મદિરાપાન ફરીથી ચાલુ કર્યું બળરામે, કૃતવર્માએ, સાત્યકિએ, ગદે તથા બભ્રુએ તો શ્રીકૃષ્ણની સમીપમા જ મદિરાપાન કરવા માડ્યુ અને દારૂના કેફમા ને કેફમા સાત્યકિ બોલ્યો "અલ્યા કૃતવર્મા! તેં નિદ્રાવશ થયેલાઓનો કુરુક્ષેત્રમા વધ કર્યો તે તારૂં અતિ નિંદ્ય કામ યાદવો સહન કરી શકે તેમ નથી" પ્રદ્યુમ્ને સાત્યકિના આ કથનને ટેકો આપ્યો એટલે કૃતવર્મા બોલી ઉઠ્યો "અલ્યા સાત્યકિ! તેં અનશનવ્રત લઈને બેઠેલા ભૂરિશ્રવાને મારવાનું ઘાતકી કામ કર્યું છે તે શું ભૂલી ગયો?"

સાત્યકિ અને કૃતવર્માને આ પ્રમાણે બકતા જોઈને શ્રીકૃષ્ણે તેમના તરફ એક વક્ર દૃષ્ટિ કરી, ત્યા તો સાત્યકિએ શ્રીકૃષ્ણના પર પણ આક્ષેપ કર્યો અને તરત જ તે કૃતવર્મા તરફ દોડ્યો અને તેનું માથુ કાપી લીધુ શ્રીકૃષ્ણે સાત્યકિને અટકાવવાની ઘણી મહેનત

કરી પણ ફોગટ ! યાદવો બધા સાત્યકિને મારવા લાગ્યા; રૂક્મિણીનો પુત્ર પ્રદ્યુમ્ન પણ કોપી ઉઠ્યો. પણ યાદવોએ એ બન્નેને મારી નાખ્યા. પછી તો આ લોકો શ્રીકૃષ્ણની સામે ધસ્યા અને પરસ્પર તુમુલ યુદ્ધ શરૂ થઈ ગયુ. યાદવો, અંધકો તથા ભોજકો બધા એવા લડ્યા કે તે પ્રદેશનુ ઘાસ પણ મુશળ રૂપ બની ગયુ અને શ્રીકૃષ્ણ પોતે પણ હાથમા મુશળ લઈને યુદ્ધને જોતા ઉભા; અને આખરમાં ક્રોધ ચડ્યો ત્યારે પોતે જ સંહાર કરવા મંડી પડ્યા.

૩

ત્યાર બાદ શ્રીકૃષ્ણ બળરામની તપાસ કરવા નીકળ્યા ત્યારે તેમને એક ઝાડ નીચે બેઠેલા જોયા. પછી શ્રીકૃષ્ણે પોતાના સારથિ દારુકને કહ્યુ "તુ જલદી હસ્તિનાપુર જા, અને આ યાદવોના સંહારની પાંડવોને વાત કર, જેથી અર્જુન સત્વર અહીં આવે"

દારુકને આ પ્રમાણે વિદાય કરીને શ્રીકૃષ્ણે બભ્રુને કહ્યુ "તુ સ્ત્રીઓનુ રક્ષણ કરવા માટે સત્વર જા" બભ્રુ જવાની તૈયારી કરતો હતો એટલામા કોઈએ મુશળથી બભ્રુને જ મારી નાખ્યો એટલે શ્રીકૃષ્ણે બળરામને જણાવ્યુ "તમે અહીં જ મારી વાટ જોજો એટલામા હુ સર્વ સ્ત્રીઓને આપણા સંબંધીઓને સોંપી આવુ"

આ પ્રમાણે કહીને શ્રીકૃષ્ણ દ્વારકા પહોંચ્યા અને પિતા વસુદેવને યાદવોના પરસ્પરના સંહારની વાત કરી અને બોલ્યા "અર્જુન અહીં આવી પહોંચે ત્યાં સુધી તમે આપણી સમગ્ર સ્ત્રીઓનું રક્ષણ કરજો. બળરામ વનમાં મારી વાટ જોઈ રહ્યા છે મેં પૂર્વે કુરુઓનો અને આજે યાદવોનો આ વિનાશ જોયો છે એટલે હવે હું પણ બળરામની સાથે વનમાં જઈને તપશ્ચર્યા કરીશ" આ પ્રમાણે કહીને શ્રીકૃષ્ણ બળરામ જ્યાં બેઠા હતા ત્યાં ચાલ્યા ગયા.

આ તરફ બળરામે યોગક્રિયાનો આશ્રય લઈને દેહનો ત્યાગ કર્યો એટલે શ્રીકૃષ્ણ પણ મૃત્યુની રાહ જોતા એક ઝાડ નીચે બેઠા. એવામાં જંગલમાંના કોઈ પારાધીએ તેમને બાણ માર્યું એટલે તે મૃત્યુ પામ્યા.

૪

બીજી તરફ દારુકે હસ્તિનાપુર જઈને અર્જુનને યાદવોના સંહારની વાત કરી એટલે તેને ઘણો શોક થયો, અને તે તરત જ દ્વારકા આવવા નીકળ્યો. શ્રીકૃષ્ણ અને યાદવો વિનાની દ્વારકા આજે અર્જુનને રંડાયેલી લાગી. દ્વારકા આવીને તે મામા વસુદેવ પાસે ગયો, તેમના ચરણમાં નમ્યો અને પછી બંનેએ યાદવોના મહા સંહારનો પુષ્કળ શોક કર્યો. ત્યાર પછી જરા શાંત

થઈને વસુદેવ બોલ્યા. "અર્જુન! મારો કૃષ્ણ ક્યાંઈક ચાલ્યો ગયો. અર્જુન! તું ભલે આવ્યો. કૃષ્ણે તને કહ્યુ હોય તે પ્રમાણે તુ કર હુ તો હવે જીવવા માગતો જ નથી, એટલે ભોજન કરીશ નહિ "

મામા વસુદેવના આવા શબ્દો સાભળીને અર્જુન બોલ્યો "મામા! શ્રીકૃષ્ણ તથા યાદવોથી રહિત આ પૃથ્વીને હવે હુ જોઈ શકતો નથી મને લાગે છે કે આપણે પૃથ્વીનો પરિત્યાગ કરવાનો વખત આવી લાગ્યો છે મામા! હુ આ સર્વ સ્ત્રીઓ, બાળકો તથા વૃદ્ધોને ઇદ્રપ્રસ્થમા લઈ જઈશ."

વસુદેવને આ પ્રમાણે જણાવી અર્જુન યાદવોની સુધર્મા નામની સભામા ગયો અને ત્યા અમાત્યો વગેરેને પોતાનો વિચાર જણાવી તેમને સૌને તૈયાર થવાની સૂચના આપી.

બીજે દિવસે વસુદેવ પોતે મૃત્યુ પામ્યા અને તેમની પાછળ તેમની ચાર સ્ત્રીઓ સતી થઇ અર્જુને વસુદેવ વગેરેની દહનક્રિયા પતાવીને સાતમે દિવસે દ્વારકામાથી હસ્તિનાપુર તરફ પ્રયાણ કર્યું

આ બધા લોકો દ્વારકાની બહાર નીકળ્યા એટલે સમુદ્ર દ્વારકા પર ફરી વળ્યો.

ઇંદ્રપ્રસ્થમા આવીને અર્જુને શ્રીકૃષ્ણના પૌત્ર વજ્રને ઇંદ્રપ્રસ્થનુ રાજ્ય સોપ્યુ અને ત્યાંથી પરબાર્યો વ્યાસના આશ્રમમા ગયો.

૫

આ તરફ અર્જુન યાદવસ્ત્રીઓને લઇને જતો હતો ત્યા માર્ગમા તે પ્રદેશના લૂટારાઓએ તેમને જોયા એટલે તેમના મનમા લોભ થયો. આ લૂટારાઓ હાથમાં લાકડીઓ લઇને યાદવોના કુટુબો પર તૂટી પડ્યા, ને અર્જુનનો પણ વધ કરવા દોડ્યા. એટલામા અર્જુન તેમના તરફ ફરીને બોલ્યો. "ઓ લૂટારાઓ! તમને જીવતર વહાલુ હોય તો દૂર ખસો." છતા આ મૂઢ લૂટારાઓ તો સામા ધસી આવ્યા એટલે અર્જુને ગાંડીવને ચડાવવાનો પ્રયત્ન કર્યો પણ આજે તે અસ્ત્ર તેના હાથમાથી સરી પડવા લાગ્યુ પોતાની વિદ્યામા આવો મહાન્ ફેરફાર જોઇને અર્જુનને શરમ આવી અર્જુને યાદવ સ્ત્રીઓનુ રક્ષણ કરવા માટે ખૂબ મહેનત કરી પણ લૂટારાઓ ઘણી સ્ત્રીઓને હરી ગયા અને કેટલીએક તો પોતાની મેળે પણ ચાલી ગઈ

પોતાના ગાંડીવને આ પ્રમાણે નિષ્ફળ થતુ જોયુ એટલે અર્જુન ઘા ખાઇ ગયો, અને જેમ તેમ બચી તેટલી સ્ત્રીઓને તથા કૃતવર્માના પુત્રને લઇને ઇંદ્રપ્રસ્થ પહોચ્યો.

૬

વ્યાસે અર્જુનને આવકાર આપ્યો અને પછી પૂછયુ "અર્જુન! તારૂ મુખ આજે ઉદાસીન કેમ દેખાય છે? તુ કોઈ સાથે પરાજય પામ્યો છે?"

વ્યાસ ભગવાનનાં આવા વાક્યો સાંભળીને અર્જુન બોલ્યો "યાદવો અને અ ધકો પરસ્પર લડીને મુઆ છે અને શ્રીકૃષ્ણ પોતે પણ સ્વધામ પધાર્યા છે આ મહા વિનાશનો જ્યારે વિચાર કરૂ છુ ત્યારે હુ બેબાકળો થઈ જાઉં છુ આપને શી વાત કહુ? હુ પોતે યાદવ-સ્ત્રીઓને લઈને આવતો હતો ત્યાં રસ્તામા આભીર લોકોએ હજારો સ્ત્રીઓને મારી પાસેથી હરી લીધી છે, અને હુ મારા ગાંડીવથી પણ આ લોકોને પહોચી વળી શક્યો નથી મારૂ બધુ બળ કોણ જાણે કયા ચાલ્યુ ગયું છે! હુ પોતે શૂન્ય જેવો ફરૂ છું; મારા જીવને ચેન પડતુ નથી માટે હુ આપના ચરણમાં આવ્યો છુ"

આ પ્રમાણે બોલતા અર્જુનને શાતિ આપતા વ્યાસ બોલ્યા. "બેટા! યાદવો અને અ ધકો મુનિઓના શાપથી નાશ પામ્યા છે; તેનો શોક તું ન કર એમનુ ભાવિ એવું જ નિર્માણ થયું હતું શ્રીકૃષ્ણ પૃથ્વીનો ભાર ઉતારીને પોતાના ઉત્તમ સ્થાનમાં પધાર્યા છે તે પોતે પણ તારા ભાઈઓની સાથે અવતારકૃત્ય પૂરૂ કર્યું છે

તમારે હવે આ પૃથ્વી પરથી ગમન કરવુ એ જ યોગ્ય છે તારા અસ્ત્રો પોતાનુ કાર્ય કરીને જ્યાથી આવ્યા હતા ત્યા ચાલ્યા ગયા છે વળી પાછો સમય આવશે ત્યારે એ જ અસ્ત્રો તારા હાથમા આવશે. હવે તમારે જવાનો સમય આવી પહોંચ્યો છે ”

વ્યાસનાં આ વચનોથી શાતિ મેળવીને અર્જુન હસ્તિનાપુર આવ્યો, અને યાદવસ્ત્રીઓ તેમ જ વ્યાસ ભગવાનની બધી હકીકત યુધિષ્ઠિર આદિ ભાઇઓને જણાવી



# મહાપ્રસ્થાનિકપર્વ

## ૧

યાદવોના મહા સંહારની વાત સાંભળ્યા પછી મહારાજ યુધિષ્ઠિર એક નિશ્ચય પર આવી ગયા તેમણે અર્જુનને કહ્યું "હે અર્જુન! કાળ સર્વ પ્રાણીઓને સાંખી ખાય છે માટે આપણે પણ કાળ તરફ દૃષ્ટિ કરવી જોઈએ"

અર્જુને મોટાભાઈના આ વિચારો સ્વીકારી લીધા એટલે ભીમ, નકુળ અને સહદેવે પણ તેને અનુમોદન

આપ્યું. પછી જવા માટે તૈયાર થયેલા યુધિષ્ઠિરે યુયુત્સુને બોલાવીને સર્વ રાજ્ય સ્વાધીન કર્યું અને પોતાના રાજ્ય પર પરિક્ષિતનો અભિષેક કરીને સુભદ્રાને કહ્યુ "સુભદ્રા! તારો પુત્ર હસ્તિનાપુરનો રાજા થયો અને વજ્રને ઇંદ્રપ્રસ્થનો રાજા કર્યો છે તારે વજ્રનું રક્ષણ કરવું અને અધર્મમાં કદી મન ન કરવું"

આ પ્રમાણે કહીને યુધિષ્ઠિરે પ્રજાવર્ગને બોલાવીને પોતાનો સંકલ્પ તેમને જણાવ્યો, અને તેમની ના છતા સંકલ્પને છોડ્યો નહિ પછી તરત જ મહારાજ યુધિષ્ઠિરે પોતાના અંગ પરથી વસ્ત્ર અલંકારો ઉતારી નાખ્યા અને વલ્કલ ધારણ કર્યા; એ જ પ્રમાણે ભીમસેને, અર્જુને, નકુળે, સહદેવે અને દ્રૌપદીએ પણ વલ્કલો ધારણ કર્યાં, અને ત્યાંથી સૌ ચાલી નીકળ્યાં.

પાચ ભાઇઓ, છઠ્ઠી દ્રૌપદી અને એક કૂતરો. આ સાત જણા હસ્તિનાપુરમાંથી બહાર નીકળ્યા તે વખતે તેમને રોકવાની કોઈની હિંમત ન હતી. યુધિષ્ઠિર સૌથી આગળ ચાલતા હતા, પછી ભીમસેન, પછી અર્જુન, પછી નકુળ, પછી સહદેવ અને સૌની પાછળ દ્રૌપદી. આ છએ જણાંની પાછળ એક કૂતરો ચાલ્યો જતો હતો.

૨

આ લોકો ચાલતાં ચાલતા એક સરોવર પાસે

પહોચ્યા ત્યારે રસ્તામા તેમણે અગ્નિને માર્ગમા ઉભેલો જોયો અગ્નિ બોલ્યો "વીર પાંડવો! હુ અગ્નિ છુ તમે મને ઓળખો છો. મે આ અર્જુનના અને શ્રીકૃષ્ણના પ્રતાપથી ખાડવ વન બાળ્યુ હતુ આ ગાડીવ અર્જુનનુ શ્રેષ્ઠ આયુધ છે, પણ હવે આ ધનુષ્યનો અહીં જ ત્યાગ કરો હવે એનુ કશુ પ્રયોજન નથી શ્રીકૃષ્ણે પણ પોતાનુ ચક્ર ત્યજી દીધુ છે પુન. વખત આવશે ત્યારે પાછુ આ ગાડીવ અર્જુનના હાથમા આવશે. મે આ ગાડીવ અર્જુનને માટે જ વરુણ પાસેથી આણ્યુ હતુ "

અગ્નિના આ શબ્દો સાંભળીને અર્જુને રત્નના લોભથી ગાડીવને અને બે ભાથાઓને સઘરી રાખ્યા હતા તેનો જળમા ત્યાગ કર્યો, અને ઉત્તર દિશા તરફ આગળ ચાલ્યા.

હવે તેઓ હિમાલયને ઓળગીને વાલુકાર્ણવ નામના રેતીના રણમાં પહોચ્યા એટલામા દ્રૌપદી પૃથ્વીપર પડી દ્રૌપદીને પડેલી જોઈ ભીમે ધર્મરાજાને પૂછ્યુ "મહારાજ! આ દ્રૌપદીએ અધર્માચરણ કર્યું નથી છતાંયે કેમ પૃથ્વી પર પડી ?"

યુધિષ્ઠિરે જવાબ વાળ્યો "આ દ્રૌપદીને ખાસ કરીને અર્જુન તરફ પક્ષપાત વિશેષ હતો, તેનુ ફળ તે ભોગવે છે "

પછી તેઓ દ્રૌપદીને છોડીને આગળ ચાલ્યા ત્યા

સહદેવ પૃથ્વી પર પડ્યો એટલે યુધિષ્ઠિર બોલ્યા "આ સહદેવ બીજા કોઈને પોતાના જેવો બુદ્ધિમાન માનતો ન હતો તેથી તે પડ્યો છે"

આગળ ચાલતા નકુળ પડ્યો એટલે વળી યુધિષ્ઠિરે જણાવ્યુ "હુ એક જ સર્વના કરતા વધારે રૂપાળો છુ એવુ નકુળને અભિમાન હતુ"

એમ જણાવીને તે આગળ ચાલ્યા એટલે અર્જુન પડ્યો અર્જુનને પડેલો જોઈને ભીમે પૂછ્યુ "આ અર્જુન પડ્યો તેનુ શુ કારણ હશે?"

યુધિષ્ઠિરે જણાવ્યુ "અર્જુને પહેલા પ્રતિજ્ઞા કરી હતી કે હુ એક જ દિવસમા શત્રુઓને બાળી નાખીશ, છતાં તેણે તેમ કર્યું નથી તે વળી હમેશાં બીજા ધનુર્ધારીઓનુ અપમાન કર્યા કરતો; એ એનો મોટો દોષ હતો."

ત્યાંથી આગળ ચાલતાં ભીમસેન પોતે જ પડ્યો એટલે એકલા યુધિષ્ઠિર આ બધાયને છોડીને આગળ ચાલ્યા. પેલો કૂતરો તેમની પાછળ પાછળ જતો હતો.

૩

એવામાં ખુદ ઇંદ્ર રાજા એક રથને લઈને યુધિષ્ઠિરની સામે આવ્યા અને બોલ્યા. "આ રથમાં બેસો. તમારા ભાઈઓ તથા દ્રૌપદી મનુષ્યશરીરનો ત્યાગ કરીને

સ્વર્ગમા પહોંચી ગયા છે; તમે તો તમારા આ દેહથી જ સ્વર્ગમા આવી શકો છો ”

ઇંદ્રને આ પ્રમાણે બોલતા સાભળીને યુધિષ્ઠિરે જણાવ્યુ “ આ કૂતરો મારો નિત્યનો ભક્ત છે માટે તે પણ મારી સાથે ભલે આવે ”

યુધિષ્ઠિરના આવા વચનો સાભળીને ઇંદ્ર બોલ્યા “ તમે હવે દેવ થયા છો, માટે આ કૂતરાને છોડી દો અને સ્વર્ગની લક્ષ્મીને ભોગવો કૂતરાને સ્વર્ગમા સ્થાન નથી ”

યુધિષ્ઠિરે ઇંદ્રના આ વચનોને માન ન આપતા જણાવ્યુ “ દેવરાજ! હુ એવો નિર્દય થઈ નહિ શકુ હુ આર્ય છુ; ભક્તનો ત્યાગ કરી નહિ શકુ સ્વર્ગની લક્ષ્મીનો ત્યાગ કરવો પડે તો તે કરવા હુ તૈયાર છુ. આ મારૂ નિત્યવ્રત છે એમ સમજો.”

વળી ઇંદ્ર બોલ્યા. “ યુધિષ્ઠિર! તમે આનો ત્યાગ કરશો તો દેવલોકને પામશો. તમે તમારા ભાઇઓનો અને દ્રૌપદીનો સુદ્ધાત ત્યાગ કર્યો તો આ કૂતરો શુ તેમનાથી યે વધારે છે? આજે તમને આવો મોહ કેમ લાગ્યો છે? ”

યુધિષ્ઠિરે તરત જ શાંતિથી જવાબ વાળ્યો. “ મારા ભાઇઓનો મે જીવતા ત્યાગ કર્યો નથી કૂતરાને હુ છોડીશ નહિ આવા ભક્તના ત્યાગને હુ મહા પાપ માનુ છુ ”

યુધિષ્ઠિર આ પ્રમાણે બોલે છે ત્યાં તો કૂતરો અદૃશ્ય થઈ ગયો અને ધર્મ પોતે હાજર થઈને બોલ્યા. "પુત્ર! અગાઉ દ્વૈત વનમાં તારા ભાઈઓ પાણી લેવા જતા મૃત્યુ પામ્યા તે વખતે મે તારી પરીક્ષા કરી હતી, અને આજે પણ મે તારી પરીક્ષા કરી છે આ કૂતરાને ખાતર તે સ્વર્ગનો પણ ત્યાગ કરવા તત્પરતા દેખાડી તેથી તને ધન્ય છે! સ્વર્ગમા તારા સમાન કોઈ છે જ નહિ "

પછી ઈંદ્ર, ધર્મ વગેરે દેવો યુધિષ્ઠિરને રથમા બેસારી સ્વર્ગમા લઈ ગયા. ત્યાં જઈને તરત જ યુધિષ્ઠિર બોલ્યા. "મારા ભાઈઓને જે શુભ કે અશુભ સ્થાન મળ્યુ હોય તે જ સ્થાન હુ મારા માટે ઈચ્છુ છુ મને બીજા ઉંચા લોકની ઈચ્છા નથી હે ઈંદ્ર! મારા ભાઇઓ અને દ્રૌપદી જ્યાં છે ત્યા જ જવાની મારી ઈચ્છા છે "



## સ્વર્ગારોહણપર્વ

૧

યુધિષ્ઠિર સ્વર્ગમા ગયા ત્યા તેમણે વીરલક્ષ્મીથી વીંટાયેલા દુર્યોધનને તેજસ્વી દેવોની મધ્યમા જોયો એટલે તેમને ક્રોધ ચડી આવ્યો અને બોલ્યા. " લોભી અને ટૂંકી દૃષ્ટિવાળા દુર્યોધનની સાથે હું આ લોકને ઇચ્છતો નથી હું તો ત્યા જ જવા ઇચ્છુ છુ કે જ્યા મારા ભાઈઓ છે "

યુધિષ્ઠિરને કેમ જાણે નમ્ર ઠપકો આપતા હોય

તેમ નારદ બોલ્યા. "હે યુધિષ્ઠિર! આ તો સ્વર્ગલોક છે; અહીં વેર ન હોઈ શકે તુ દુર્યોધનની સાથે અહીં સુખેથી રહે."

પણ યુધિષ્ઠિરના મોઢામા તો એક જ વાત હતી. "પાપી દુર્યોધનને જો આ લોક મળ્યો છે તો પછી સત્ય પ્રતિજ્ઞાવાળા મારા ભાઈઓને કયા લોક મળ્યા છે? હુ તેમને જોવા અને તેમની સાથે જ રહેવા ઈચ્છુ છુ કર્ણ, ધૃષ્ટદ્યુમ્ન વગેરેને કયા લોક મળ્યા છે? હુ અહીં ભીમ, અર્જુન વગેરેને જોતો નથી એટલે અહીં રહેવા ઈચ્છતો નથી એ બધા જ્યા હોય તે જ મારે મન સ્વર્ગ છે હુ આને સ્વર્ગ માનતો નથી"

આ પ્રમાણે બોલતા યુધિષ્ઠિરને દેવોએ કહ્યુ "જો ત્યાં જવાની જ તમારી ઇચ્છા હોય તો ભલે જાઓ; વિલબ ન કરો."

૨

પછી એક દેવદૂત યુધિષ્ઠિરને નરકમાં લઈ ગયો. આ સ્થાનમા કેવળ દુર્ગંધ જ ભરી હતી. આ સ્થાનમાં ઘણે છેટે સુધી ગયા પછી યુધિષ્ઠિરે પૂછ્યુ "દેવદૂત! આ પ્રદેશમા આપણે કેટલેક સુધી જવુ છે?"

દેવદૂત બોલ્યો "આપણી હદ આવી ગઈ; હવે આપણને પાછા ફરવાનો હુકમ છે"

પણ યુધિષ્ઠિર પાછા ફરે છે ત્યાં તો દૂર દૂરથી અવાજો આવ્યા "હે યુધિષ્ઠિર! તમે ચાલ્યા ન જાઓ તમે આવ્યા છો એટલે તો અહીં પવિત્ર વાયુ વાય છે આજે લાબે કાળે તમને જોઇને અમને આનદ થાય છે યુધિષ્ઠિર! તમે ઉભા છો એટલે આ સ્થાન પોતાની પીડા ઓછી કરે છે"

દૂરથી આવતી આવી દીન વાણી સાભળીને યુધિષ્ઠિર ત્યા ઉભા રહ્યા અને બોલ્યા. "તમે કોણ છો? અને અહીં શા માટે રહ્યા છો?" તરત જ અવાજો આવ્યા "હુ કર્ણ છુ, હુ ભીમ છુ; હુ અર્જુન છુ; હુ દ્રૌપદી છુ; અમે દ્રૌપદીના પુત્રો છીએ."

મહારાજ તરત જ વિચારમા પડી ગયા. "આ મહાત્માઓએ આવા મલિન કર્મો શુ કર્યા છે? દુર્યોધન સ્વર્ગમા છે અને આ લોકો નરકમા કેમ છે? મને ભ્રાંતિ તો નથી થતી?"

આ પ્રમાણે વિચાર કરતા યુધિષ્ઠિર ઘડીભર મૂઢ જેવા બની ગયા અને પછી દેવદૂતને કહેવા લાગ્યા "તુ જેમનો દૂત હો તેમની પાસે પાછો જા; હું ત્યા આવનાર નથી પણ અહીં જ રહીશ તુ જઇને દેવોને કહેજે કે મારા દુખી ભાઇઓને છોડીને હુ આવી શકતો નથી"

આમ કહી યુધિષ્ઠિર ત્યાં જ ઉભા રહ્યા એટલે ઇંદ્ર વગેરે દેવો તરત જ ત્યાં હાજર થયા, અને તે પ્રદેશનાં દુર્ગંધ વગેરે તરત જ અદૃશ્ય થઈ ગયાં. પછી ઇંદ્રે યુધિષ્ઠિરને કહ્યું "તાત! તારે જરાય ક્રોધ કરવો નહિ પાપ પુણ્યના બે ભિન્ન ભિન્ન માર્ગો છે તે માટે ભાગે પાપી હોય છે તેને પહેલુ સ્વર્ગ મળે છે તેં દ્રોણને છેતર્યા હતા માટે આ નરકદર્શન તારા માટે જરૂરનુ હતુ તારા ભાઇઓ તથા દ્રૌપદી પણ એટલા જ માટે નરક અનુભવી ગયા બાકી તો યુધિષ્ઠિર! સવ રાજાઓએ એક વાર તો નરકના દર્શન અવશ્ય કરવા જોઇએ. તે પણ તેથી જ એક મુહૂર્ત આ નરકનો અનુભવ કરી લીધો હવે તમે બધા સ્વર્ગનાં અધિકારીઓ છો, એટલે સ્વર્ગના સુખોને ભોગવો."

ત્યાર પછી બધા પાંડવો, કર્ણ, દ્રૌપદી વગેરે સ્વર્ગમાં એકઠા થયા અને શકુનિ, ભીષ્મ, દ્રોણ, ધૃતરાષ્ટ્ર વગેરે મનુષ્યલોકનાં યોગ્યને વિચારીને ઉત્તમ લોકને પામ્યાં.



## ઉપમ હાર

એટલામાં સૂતપુરાણી બોલ્યા. "હે શૌનક! આ પ્રમાણે વ્યાસની આજ્ઞાથી વૈશંપાયને વર્ણવેલો આ પવિત્ર ઇતિહાસ તમને મે કહી સભળાવ્યો. આ ઇતિહાસ મહાન અને રહસ્યવાળો છે એટલે મહાભારત કહેવાય છે જય નામના આ મહાભારત ઇતિહાસનુ શ્રવણ પુણ્યદાયી છે હે શૌનક! આ મહાભારતમા જે કહેવામા આવ્યું છે તે જ બીજે છે, અને આમાં જે નથી તે બીજે ક્યાંઈ નથી ભગવાન વ્યાસે કેવળ ધર્મની

ઇચ્છાથી જ આ ગ્રંથની રચના કરી છે આ રહ્યું તેમનું પોતાનું મહાવાક્ય—

ऊर्ध्वबाहुर्विरौम्येष नात्र कश्चित् शृणोति मे ।
धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते ॥

